

સ્વર્ગીય સૌ. સીતાબાઈ વિષ્ણુ,
સંસ્થાન ઈડર કન્યાશાળાના હેડમિસ્ટ્રેસ
અને રાજકુંવરીના શિક્ષક.



# અર્પણ પત્રિકા.



સદ્‌ગુણ સંપન્ન પરમપૂજ્ય બ્હેન આપે સીતાનામ પ્રમાણે ગુણથી અનેક હૃદય નવપલ્લવ કર્યાં છે. લેખીકા નાના બ્હેનનું જીવન અંધકારમાંથી પ્રકાશમાં લાવી મુક્યું છે. એ આપની આપેલી શક્તિની કૃત્તિરૂપ આંતર હૃદયના સર્વ ઉચ્ચભાવો પ્રકટાવતું આ પુષ્પ અર્પી કૃતકૃત્ય થાઉં છું

આપની વિભૂતિરૂપ,
યશોદાબાઇ.

# વિવિધ દેશની સ્ત્રીઓ

## અને તેમના રીતરિવાજ.

### આરંભ.

આપણો ભરતખંડ અનેક દેશોનો સમૂહ છે. અને તેમાં અનંત વિવિધતાઓનું પ્રદર્શન આ વિશ્વના નિયંતાએ કરેલું જોવામાં આવે છે. એ અનંત વિવિધતાઓમાંની સ્ત્રીઓ સંબંધી વિવિધતા ઘણી મહત્વની અને ધ્યાન ખેંચનારી થઇ છે એમાં શક નથી. એકજ સ્થળે ગુજરાતી, મહારાષ્ટ્રી, મારવાડી, હિંદુસ્થાની, બંગાલી, કર્નાટકી અને નેપાળની સ્ત્રીઓ ભેગી મળેલી જોવામાં આવે તો તેઓ દરેક, દરેક વાતે પરસ્પર જુદી જુદી પડતી જોવામાં આવશે. દરેકના શરીરનાં બાંધા, પહેરવેશ, રંગ, રૂપ, દાગીના, કપડાં વગેરે પરસ્પરથી ભિન્ન ભિન્નજ જોવામાં આવશે. એ કારણથી આપણા દેશની સાથે, બહારના દેશો જેવાકે પૂર્વ તરફ બ્રહ્મદેશ, સિયામ, ચીન, જાપાન અને બીજી તરફ, આરબ, અફગાન, ઇરાન, તુર્કસ્થાન, ઇજીપ્ત અને આફ્રિકા એ દેશોમાંની સ્ત્રીઓની પણ સરખામણી થઇ શકે એ હેતુ થી એ દેશની સ્ત્રીઓસંબંધી પણ મળી શકી તેટલી માહિતી ભેગી કરી છે. પ્રથમ નેપાળ, કાશ્મીર, પંજાબ, શીખ, હિંદી અને મારવાડ દેશની સ્ત્રીઓનાં વર્ણનો ક્રમેક્રમે લઇએ, અનેક વિવિધતાના પ્રદર્શનથી આપણી અને પારકાની તુલના થવા ઉપરાંત પરસ્પરના દોષો તુરત પકડાઈ આવે છે. એટલુંજ નહિ. પણ તે સાથે આપણી અનેક વહેમી, ભૂલભરેલી અને ગાંડી ગાંડી સમજણોનું આપણને ભાન થતાં, તે સુધારવાનો પ્રયત્ન દરેકનાથી પોતાની મેળેજ થતો રહે છે, આજકાલ દુનિયાના દરેક સુધરેલા દેશો સુધારામાં આગળ વધે છે, તેસાથે આપણી હિંદુસ્થાન દેશની સ્ત્રીઓ પણ સુધારામાં આગળ પગલું ભરે. એ ઘણું મહત્વનું છે. કોઇને પણ આપણે કહીએ કે, " તમે તમારી અમુક બાબત સુધારો, " " તમારામાં ફલાણો રિવાજ યોગ્ય નથી, " " ગાંડી ઘેલી રૂઢીઓનો

એકડો લુટવામા જેઓ હુશિયાગ હોય છે તેઓ પોતાની રૂઢી કદી પણ છોડતા નથી" વગેરે ઉપદેશના વાક્યો કહેવાથી તેમની નજરમા આપણે યોગ્ય કહેતા હોઇએ છીએ તે જણાતુ નથી આવી સ્થિતિમા એજ યોગ્ય જણાય છે કે, આપણી બેહેનોની સામે, તેમની અસખ્ય વિવિધતાઓનુ પ્રદર્શન કરવુ અને મુગે મોએ બેસીને જોયા કરવુ જે ખરેખર સારૂ હોય છે તેનુ અનુકરણ કુદરતી રીતેજ થયા કરે છે અને જે બુરૂ હોય છે તેનો ત્યાગ કે અણગમો તેટલીજ સ્પષ્ટતાથી થતો જાય છે, એ કુદરતી નિયમ છે આપણી સ્ત્રીઓને ઉચ્ચ સસ્કારી બનાવવાના જે અનેક ઉપાયો છે તે સર્વમા આ અલ્પપ્રયત્ન એ પણ ઘણોજ મહત્વનો ઉપાય છે એ સહજ સમજી શકાય તેવુ છે. સ્ત્રીસ્વાતત્ર્ય, તેમની યોગ્યતા, સમાજ અને દેશમા તેમનું સ્થાન, કર્ત્તવ્ય, અને ભવિષ્યમા જે ધ્યેય પ્રતિ તેમને લઈ જવાની છે તે ધ્યેય, એ બધાનું શિક્ષણ થોડે અશે પણ આવી વિવિધતાના પ્રદર્શનથી પોતાની મેળેજ મળી રાકશે કે કેમ તે વિચારવુ હુ સુધારકોના અગ્રેસરોને સોપુ છુ, પરતુ મ્હને મ્હારૂ કર્તવ્ય જે યોગ્ય લાગ્યુ તે કરીને આ લેખના રૂપમા આપણી સ્ત્રીઓની યથાશક્તિ સેવાનો આ એક અલ્પ માર્ગ સ્વીકારવો યોગ્ય લાગ્યાથી, હવે ક્રમશ એક એક દેશ લઇ, તે દેશની સ્ત્રીઓસબધી મારાથી ભેગી થઈ શકી તેટલી માહિતી એકઠી કરી મ્હારી સ્વદેશ ભગિનીઓની સેવામા મુકુ છુ, તેમાથી તેમને જે ગમે તે અમલમા આવો અને જે ન રૂચે તેનો ત્યાગ થાઓ એટલુ ઇચ્છી હુ મ્હારા કર્તવ્યનો આરભ કરૂ છુ

અનેક પદવી અને સેંકડો ચાદ મેળવનાર સગીત સમ્રાટ માસ્ટર મનહર બરવેના પિતા નાદબ્રહ્મ યોગી ગણપતરાવ ગોપાળરાવ બરવેને હવે તો સમગ્ર હિદુસ્તાન જાણે છે. તેઓશ્રીની સાથે ગયે વરસે ગરમીની રજામાં મારે નાશક જવાનુ થયુ તે વખતે નવરાશનો સમય હોવાથી કેટલીક ચોપડી વાચવામા આવી તેમા એક **વિવિધ સ્ત્રીઓ**

એ નામની મરાઠીમા લખેલી ચોપડી વાચી. મને તે ઘણીજ સારી લાગી. અને વિચાર થયો કે આવી ઉપયોગી બીના ગુજરાતી બ્હેનોના જાણવામા આવે તો કેવુ સારૂ ! તેજ વખતે પ્રો. જી. જી. બરવેજીએ તેનુ ગુજરાતીમા ભાષાતર કરવા માટે આજ્ઞા કરી. મેં વિચાર્યું કે આવુ સત્કાર્ય થાય, તો તે પણ એક સ્ત્રી ઉપયોગી ઉત્તમ કાર્ય છે. અને એવો અમૂલ્ય સમય જવા દે એવી કોણ દુર્ભાગી હોય ? ખરૂ જોતા મારો ૧૦ કલાકનો સમય નોકરીમા જાય છે. તથા ઘરનુ કામ કાજ પણ મારેજ કરવુ પડે છે તેથી આવુ કામ કરવા માટે ઘણો સમય લાગે એ દેખીતુ છે.

વિવિધ દેશની સ્ત્રીઓના રીતરિવાજ ફક્ત નીચના દેશોનાજ વર્ણવેલા હતા જેમ કે બ્રહ્મદેશ, સિયામ, ચીન, જાપાન તિબેટ, ઇરાન તુર્કસ્તાન, આરબસ્તાન ઇજીપ્ત અને આફ્રિકા તેની સાથે હિંદના જુદા જુદા ભાગની સ્ત્રીઓની ચાલરીતનુ વિવેચન તથા ફોટો મેળવી કામ શરુ કર્યું.

તો પણ ૭ માસમાં થોડું થોડુ કરીને તેં પુરૂં કર્યું આ પ્રમાણે જે સેવા કરી શકાઈ તેનુ સર્વ શ્રેય પ્રો જી. જી. બરવેને ઘટે છે કેમ કે તેમણે એ ભાષાતર મને બતાવ્યુ ન હોત અને તેને ગુજરાતીમા ભાષાતર કરવા આજ્ઞા કરી ન હોત તો આમાનું કાઇ પણ થઇ શકત નહિ આ પુસ્તક વાચવાથી ઘણી જાતની નવી નવી ચાલરીતનું જ્ઞાન મળે તેમ છે, એ જો આ પુસ્તકના વાચનાર સારી રીતે સમજી શકશે તો મ્હારો અને સાથે પ્રો જી. જી. બરવેનો શ્રમ સફલ થયેલો ગણાશે.

આ ભાષાતરમા કંઇ દોષો રહ્યા હોય તે તરફ દૃષ્ટિ નહિ કરતાં તેમાંથી હંસક્ષીર ન્યાયે સાર ગ્રહણ કરવા બ્હેનોને વિનંતિ કરૂ છું.

બીજા અધિકારી વિદ્વાન બ્હેનોએ પોતાનો કિમતી સમય લઈ પુસ્તક વાંચીને ઉદારતાથી અભિપ્રાય આપી જે ઉત્તેજન આપ્યુ તે માટે હું સર્વેની અત્યત આભારી છું અને આ પ્રસ્તાવનાના બોલ પૂર્ણ કરૂ છુ.

# અભિપ્રાય.

Mrs Yeshodabai's book on the 'Customs of Women of different Countries, has proved interesting reading. The facts mentioned in it will be instructive to all readers, & the book should prove of great use to all teachers.

F. L Mcafee,
I E. S.

27th November, 1922.

શ્રીમતી યશોદાબાઇએ વિવિધ દેશની સ્ત્રીઓના રીતરિવાજ નામનું પુસ્તક લખ્યુ છે. આ પુસ્તક વાચક વર્ગને ઘણો આનંદ આપનારૂં છે. પુસ્તકમા જે ચિતાર દર્શાવેલો છે. તે વાંચનારને બોધદાયક છે. અને શિક્ષકોને ઘણુ ઉપયોગી છે

એફ. એલ. મેકાફી,
આઈ ઈ. એસ.

મને જણાવાને ઘણી ખુસી ઉપજે છે, કે શ્રાવિકાશ્રમ મુંબાઇનાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ, યશોદાબાઈ વિષ્ણુએ જે " વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરિવાજ " એ નામનું પુસ્તક લખ્યું છે તે જન-સમાજને ઘણુ ઉપયોગી અને જાણુવા લાયક થઇ પડે તેમ છે, અને વાચવા લાયક છે. માટે મને આશા છે, કે સુજ્ઞ બ્હેનો અને ભાઇઓ આ પુસ્તક ખરીદી આ બ્હેનને ઉત્સાહીક બનાવશો. વળી આ બ્હેન પોતે દક્ષીણી હોઈ ગુજરાતી પુસ્તક રચ્યું એ વધારે માનનીય છે.

મુંબાઇ, તા. ૨૨-૧-૧૯૨૩.

શિવગૌરી ગજજર, વ્યવસ્થાપક.
વનિતાવિશ્રામ

કન્યા શાળાની બાળાઓને ઇનામ આપવા, તેમજ દરેક ગૃહસ્થી બ્હેનોને ઘરમાં સંગ્રહ કરવા લાયક આ પુસ્તક ઘણું ઉપયોગી છે.

આપણી બ્હેનો અનેક બંધનોને લીધે અન્ય દેશની બ્હેનોની રીતભાતથી અજાણ હોય છે. એ સર્વ કોઈ કબુલ કરશે ખરૂ જોતાં સ્ત્રીસમાજની ઉન્નતિ કરવા માટે મારી બ્હેનોજ આગળ પડી સુધારો કરે, તો તેની અસર જલદી થશે એમ મને લાગે છે.

પુસ્તકનુ લખાણ રમુજી, સહેલું અને કોઇને પણ વિરૂદ્ધ ન પડે એવાં વિવેચનથી હું પ્રસન્ન છું તેની ખરી ખુબી વાંચવાથી ધ્યાનમાં આવશે. આવું પુસ્તક એક દક્ષણી બાઇએ લખી બ્હેનો આગળ સાદર કર્યું તે માટે તેમના જેટલા ઉપકાર માનીએ તેટલા ઓછા છે. અને તે માટે મને ઘણો અભીમાન છે.

મેરબ. ન. આબ્રાહામ,
માજી હેડ મિસ્ટ્રેસ અમરેળી,
હિંદુકન્યાશાળા, ગીરગામ.

મને વાંચીને ઘણોજ આનંદ થાય છે, કે આ સ્ત્રી ઉપયોગી પુસ્તક આર્યવિકાશ્રમનાં દક્ષણી લેડી સુપરીન્ટેન્ડેન્ટ યશોદાબાઈ વિષ્ણુએ જે વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરિવાજ વિષયનું ટુંકું પણ રસીલુ બ્યાન જે આ પુસ્તકમા સમજાવ્યુ છે તે મારી બ્હેનોને વધારે જાણવાનું ઉપયોગી થઈ પડશે. આ પુસ્તક વાંચી જોતાં મને આશા છે કે સર્વે બ્હેનો ને ભાઇઓ આ પુસ્તક ખરીદી આપણી આ એક ઉત્સાહી બ્હેનની ઉમેદ ફળીભૂત કરશે એવી સર્વેને મારી નમ્ર અરજ છે.

લી. રતનબાઈ ફ. પાવરી.

# અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.

કમળાવતી ન. ખંભ
ભટ્ટ બીલ્ડીંગ,
૩૭, આબુજનાથ રોડ,
મુંબઇ. નં. ૭.

# વિવિધ દેશની સ્ત્રીઓ અને તેમના રીતરિવાજ.



## નેપાળી સ્ત્રીઓ.

### ૧. રૂપ, ગુણ અને સ્વભાવ.

નેપાળી લોકો રંગે ઉજળા તથા ગોરા છે. શરીરે કદાવર તથા બળવાન છે. તેઓ સ્વભાવે વિશ્વાસુ છે. તેમનામાં સેવાધર્મ બજાવવાનો ઉત્તમ ગુણ છે. તેઓ ધાર્મિક મતો ઘણી નિષ્ઠાથી પાળે છે, પણ નજીવી બાબત ઉપરથી એકદમ લઢાઇ કરી મારવા કે મરવા તૈયાર થાય છે. થોડા સમય પછી જોકે બન્ને મિત્રતાથી વર્તે છે.

### ૨. શિક્ષણ તથા ઉદ્યોગ.

નેપાળી લોકોમાં ગરીબ વર્ગના લોકો થોડું ઘણું ભણી લશ્કરમાં દાખલ થાય છે. ઉપલા વર્ગના લોકો વધારે ભણી ઉદ્યોગ ધંધા તથા હોદ્દાનાં કામ કરે છે. પણ સ્ત્રીઓમાં પડદાનો રીવાજ હોવાથી તેઓને માટે કન્યાશાળાની યોગ્ય ગોઠવણ નથી તેથી ઘણી ખરી કન્યાઓ પોતાને ઘેર વાંચવા લખવા જેટલુ શિખે છે.

### ૩. શૃંગાર.

નેપાળી સ્ત્રીઓ માથાના વાળને મોઢાંના સામે લઇ કાંઇક વિચિત્ર ઢંગથી કપાળના ઉપલા ભાગમાં વાળની વેણી કે ચોટલાની માફક ગુંથે છે. તેઓની સાડી લગભગ ચાળીસ હાથની લાંબી હોય છે. અને ચોળી હિંદી સ્ત્રીઓની પેઠે હોય છે. નેપાળીસ્ત્રીઓ મથું ઉઘાડુ રાખે·

છે. તેઓ પોતાના મોંઢા પર રંગરંગના ટપકાં લગાડે છે તથા તમાકુ પીયે છે તથા શરીરના દરેક ભાગ પર છુંદાણાં છુંદાવે છે પગમાં જોડા પહેરે છે. એ સિવાય જુદી જુદી જાતના દાગીના પહેરે છે. નેપાળી સ્ત્રીઓ સુંદરતામાં ઘણી રૂપાળી હોય છે. તેમના મોંઢાના ભાગ કાંઈક જાપાની સ્ત્રીઓને મળતો આવે છે.

૪. લગ્ન.

નેપાળી લોકો છોકરીનું લગ્ન તેર પછી તથા છોકરાનું લગ્ન અઢાર કે વીસ વરસ પછી કરે છે. તેમનામાં છોકરીનો પૈસો લેતા નથી, પણ છોકરાનો પૈસો દક્ષણી તથા બંગાલીઓની પેઠે લે છે. લગ્નનો જે ધર્મવિધી હોય છે તે પૂર્ણ રીતે પાળે છે તથા શક્તિ મુજબ યોગ્ય ખર્ચ કરે છે.

૫. સુવાવડ તથા નામકરણ.

નેપાળી લોકોમાં છોકરનાં નામ પાડવાની રીત નવાઇ ઉપજાવે એવી છે જેમ કે ગુજરાતમાં મોટાભાઈ, નાનાભાઈ, મોટી બ્હેન કે ન્હાની બ્હેન કહેવાનો ચાલ છે તેમ નેપાળી લોકોમાં પહેલા છોકરાને જેઠા તથા પહેલી છોકરીને જેઠી. બીજાનું ઠાયલા ઠાયલી, ત્રીજાનું સાયલા સાયલી, ચોથાનું કાયલા કાયલી, પાંચમાનું માયલા માયલી, છઠ્ઠાનું કુલાકંચા કુલીકંચી તથા સાતમાનું નાનાકંચા તથા નાનીકંચી રાખે છે. એ ઉપરાંત વહેવારમાં બોલવાના તથા લખવાનાં નામ સાધારણ, બંગાલી કે હિંદી લોકોની માફક રાખે છે.

૬. આમન્યા.

નેપાળી બ્હેનો માથું ઉઘાડું રાખે છે, કોઈ ઢાંકે છે પણ ખરા તેઓ બોલવા ચાલવામાં, પરોણાગત કરવામાં તથા પતિસેવામાં ઘણી ચતુર હોય છે, તેમનો પેહરવેશ મજબુત તથા નવાઇ ઉપજાવે એવો હોય છે.

૧૭. વ્રત-ઉપવાસ.

તેઓ કુટુંબ સેવા તથા વ્રત ઉપવાસ કરી જીંદગી પુરી કરે છે. તેઓ ઉપવાસને દિવસે કાંઇ પણ ખાતી નથી. તેમનામાં ગણેશ ગૌરીનું પૂજન ઘણા ઠાઠમાઠથી કરે છે. નેપાળી પુરૂષો પોતાની ધર્મપત્ની સાથે ઘણા સખત રીતે વર્તે છે. સ્ત્રીઓની સંભાળ લેવાની રીત કેટલીક વાતે દક્ષણી ભાઇઓની પેઠે છે.

૧૮. ભોજન.

નેપાળી બ્હેનો પોતાના રીવાજ મુજબ રોજની તેમજ વાર તેહવારની રસોઈ કરી જાણે છે. તેમનામાં મરઘાં માંસ વગેરે ખાય છે. પણ સ્ત્રીઓ બીલકુલ ખાતી નથી. માંસ રાંધવાનો ચુલો તથા વાસણ જુદાં રાખે છે. દાળભાત તથા જુદાં જુદાં શાક ખાવાનો ઘણો ચાલ છે.

૧૯. વિધવા.

નેપાળી વિધવા સ્ત્રીઓ ઇચ્છા થાય તો પુનર્લગ્ન કરે છે. ને તેમ કરવા માટે તેમનામાં હલકું ગણાતું નથી.

૨૦. મૃત્યુ.

કોઇ માણસ માંદું પડે અને હવે વધારે જીવી શકશે નહિં એવું લાગે ત્યારે તેને નદીકિનારે મરનાર માણસો માટે જે ધર્મશાળા બાંધેલી હોય છે ત્યાં ઘરના માણસો લઇ જાય છે. લઇ જવાનો હેતુ એવો હોય છે કે મૃત્યુ સમયે તેનું મન ઘરસંસારમાં ન રહે અને જંગલના દેખાવો જોઇ કાંઇક ઇશ્વરી લીલા મગજમાં રહે તેટલા માટે મરનારને જીવતાં જ ગામ બહાર લઈ જાય છે !!

૨૧. વિવિધ.

નેપાળી પુરૂષોના ઘરમાં રૂપવાન, ગુણવાન તથા સંતાનવાળી સ્ત્રી હોય તો પણ મરજીમાં આવે તો બીજી સ્ત્રી કરે છે. એ ઉપરાંત ઉપસ્ત્રીઓ

પણ જોઇએ તેટલી રાખે છે. એવા નીતિના પુતળા બીચારી સ્ત્રીઓને નીતિનો ઉપદેશ કરવા નીકળી પડે છે જેમ ચોર કોટવાળને દંડે તેમ !!

સ્ત્રીઓમાં પડદાની રીત છે તો પણ શીયળવ્રત પાળવા સંબંધી ઘણા ગોટાળા છે. નોકર ચાકર સાથે કે સગાં વ્હાલાં સાથે ઘીણા સંબંધ રાખે છે. જ્યારે કોઈ પણ સ્ત્રીની એવી વર્તણુક જાહેરમાં આવે તો તેનો વર તેની વ્યવસ્થા નીચે બતાવેલા ઠેકાણે કરે છે.

નેપાળમાં કોઈ પણ સ્ત્રી ભૂલે ચુકે અનીતિને માર્ગે ચઢે તો તે સ્ત્રીને ગામ બહાર ધર્મશાળામાં તેનો વર તેને રાખે છે. ત્યાંની સ્ત્રી ચાલકો તેને ઉપદેશ કરી ધર્મમાર્ગપર લાવે છે તથા નાના નાના ઉદ્યોગધંધા શિખવાડે છે; એટલુંજ નહિ પણ અન્ન વસ્ત્રની જોઇતી સગવડ ત્યાંજ કરી આપવામાં આવે છે. સ્ત્રીઓ માટે કોઇ પણ દેશમાં આવી સગવડ ચયેલી જોવામાં કે સાંભળવામાં આવતી નથી.

નેપાળી લોકોમાં જે પછાત વર્ગ છે તેઓમાં કન્યાનાં લગ્નની એક નવાઇ જેવી રીત છે. કન્યા જ્યારે ઉમર લાયક થાય છે ત્યારે લગ્ન કરનાર ગૃહસ્થ કન્યાને ઘેર મેમાન થઇને જાય છે. ત્યાં તે બે કે ત્રણ દિવસ રહે છે. કન્યા સાથે વાતચીત કરે છે. જો કન્યા તેને પસંદ પડે તો તે આવેલો માણસ કન્યાને લઇ જઈ તેની સાથે લગ્ન કરે છે. આવી રીતે લઇ જઈ પરણનાર ગૃહસ્થને દોષ દેવામાં કે સજા કરવામાં આવતી નથી.

નેપાળમાં માણસો વેચવાનો ચાલ છે. સ્ત્રી ૨૫૦ રૂપીયામાં તથા પુરૂષ ૨૦૦ રૂપીયામાં વેચાતા મળે છે. જ્યારે એક ધણી પોતાનું ખેતર બીજા ધણીને વેચે છે તે વખતે ખેતરમાં કામ કરનારા પોતાના નોકર ચાકરો પણ તે સાથે વેચાય છે. ખેતરના નોકર ચાકર પોતાના તથા બાળબચ્ચાને માટે જેટલું ખરચ થાય. તેટલું કરે છે અને બાકી જે વધે તે.

ખેતરના ધણીને આપે છે. આ ખેડુત લોકોની જે પ્રજા થાય છે તે પ્રજા, ખેતરનો ધણી બીજા ધણીને પણ વેચી શકે છે. જો એમ હોય તો નેપાળના ખેડુતો હિન્દુસ્તાનના ખેડુતો કરતાં વધારે સુખશાંતિમાં હોય છે. એમ જ ગણવું જોઇએ.

નેપાળમાં મુસાફરીનું મુખ્ય સાધન હાથી ગણાય છે. જંગલી હાથીપર હૌદામાં પાંચ સાત માણસો બેસી શકે છે. તે રોજ ૨૦ ગાઉ ચાલી શકે છે.

નેપાળમાં ગુન્હેગારને ઘણીજ નિર્દય સજા કરવામાં આવે છે. જેમ કે કોઇ ચોરી કરે તો તેના હાથ કાપી નાખે છે. ચાલતાં લગી આવા ગુન્હા જવલેજ થાય છે.

# કાશ્મીરની સ્ત્રીઓ.

## ૧. રૂપ, અને સ્વભાવ.

ઘણા પ્રાચીન કાળથી મનોહર સૃષ્ટિસૌંદર્ય, ઉત્તમ હવાપાણી ને ફલપુષ્પોનો સુકાળ એના લીધેજ કાશ્મીરની ઘણીજ પ્રખ્યાતિ છે. એ સિવાય જુદી જુદી ઋતુઓમાં અહીંની સૃષ્ટિશોભા જુદા જુદા પ્રકારની હોય છે. વસંતમાં પુષ્પોનો બહાર, શરદમાં ફળનું વૈપુલ્ય અને હેમંતમાં સ્ફટિકસમાન બરફથી ઢંકાયેલા પર્વત તથા ભૂમાતાનું દર્શન, જોવા લાયક હોય છે.

કાશ્મીરનું રાજ્ય પર્વતમય છે, તેથી અહીંની હવામાં સ્ત્રીપુરૂષોની પ્રકૃતિ સારી રહે છે. કાશ્મીરમાં ઘણે ભાગે મુસલમાનોની સંખ્યા વધારે છે અને હિંદુઓની સંખ્યા ઘણી થોડી છે. જે છે તે પોતાને બ્રાહ્મણ છીએ એવું માને છે,

## ૨. ઉદ્યોગ.

નંદનવનની દેવીઓ નવરાત્રની વખતે પોતાના તથા બાળકોના પહેરવાનાં કપડાં શીવે છે. બીજું ગરીબ કે શ્રીમંત ગમે તે સ્ત્રી રોજ પોતાની હાથે ડાંગર ખાંડે છે. ત્રીજું સાંનું મહત્ત્વનું કામ એ કે સાંજ સવાર દરેક સ્ત્રી પોતાના ધણી સાથે ઘરની આજુબાજુપર બાગ-બગીચાઓ હોય છે ત્યાંનું દરેક કામ સ્ત્રીઓ કરે છે. તથા જમીનમાં બીજવાવવાનું કામ મરદો કરે છે. એ સિવાય કાશ્મીરી બ્હેનો ઘર ગોઠવણીમાં તથા પરોણાગત કરવામાં કુશળ હોય છે. કુદરતે સૌંદર્યનો વિષય તેમનેજ ખાસ બક્ષ્યો છે તેથી પૂર્ણ સુંદરતા સાથે ઘરની અંદર તથા બહાર વ્યવસ્થા રાખે છે. ત્યાંના લોકો તેમને પંડા નામથી ઓળખે છે.

તેઓ શરીરે નિરોગી, બળવાન, કદાવર અને ઘણીજ રૂપાળી હોય છે. સ્વભાવે વિવેકી, પ્રામાણિક, બોલવા ચાલવામાં ઘણી મીઠી હોય, છે. અહીંની સ્ત્રીઓ હિંદના બીજા ભાગો કરતાં સૌંદર્યમાં પહેલે નંબરે ગણાય છે. પરદેશી પ્રજા સાથે તેના સ્વભાવની પરીક્ષા કર્યા વગર મિત્રતાનો સંબંધ તેઓ રાખતી નથી.

## ૨. શિક્ષણ.

કાશ્મીરમાં પહેલાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થોડો હતો. પણ હાલમાં કાશ્મીર સંસ્થાનમાં ચાર પાંચ હાઇસ્કુલો, એમ. એ. સુધીની કોલેજ તથા ચાર કન્યાશાળાઓ પણ ખોલવામાં આવી છે. આ સુધારો ફક્ત પંદર વર્ષથીજ અમલમાં આવેલ છે. તે પહેલાં જેને વિદ્યાનો લાભ લેવો હોય તેઓ પંજાબમાં આવીને લેતાં. તેઓ ભણી ગણીને વેપાર-ધંધો અથવા કોઇ કોઈ તો નોકરી પણ કરે છે, સ્ત્રીઓ ફક્ત પંદર વર્ષથીજ શિક્ષણ લેવા લાગી છે તેથીજ કોઈ વિશેષ ભણીને સામાજીક સેવાનુ કામ કરતી જણાતી નથી.

## ૩. શૃંગાર.

કાશ્મીરમાં લગભગ આઠ માસ સુધી બરફ પડે છે. તે સિવાયના દિવસોમાં નંદનવનનીદેવીઓ રોજ સવારે કોઈ પણ જલાશય પર જઈને પ્રેમથી સ્નાન કરે છે. માથું ઓળી ચાંદલો કરે છે. કાનમાં સોનાનું લટકતું એક ઘરેણું પહેરે છે તેને કાનકાડોરા એવું કહે છે. આ તેમનું સૌભાગ્યચિન્હ ગણાય છે. જે દરેક સધવા સ્ત્રી અવશ્ય કાનમાં પહેરે છે. હસ્તમાં કાચની, અથવા તો સોનાની ઝીણી બંગડીઓ પહેરે છે. ગળામાં સોનાની માળા તથા તુસી જેવું નેકલેસ પહેરે છે. માથે સોનાની દામણી તથા સેંથાની પાસે ગોપ નામનું સોનાનું ઘરેણું પહેરે છે. અંગમાં પણ ચાર ચાર ખમીસ કે કુડતાં પહેરે છે. જેમાં કોઈ મલમલનું, કોઇ જાડું તથા કોઇ ગરમ પણ હોય છે.

તે સઘળાં ઉપર એક મોટી કફની જેવું કપડું પહેરે છે. અને પાછળથી પાંચ હાથની સુંદર ઓઢણી ઓઢે છે. કે જેથી તેની પીઠ ઉપરનો ભાગ ઢંકાઈ રહે છે.

૪. લગ્ન.

કાશ્મીરી લોકો પોતાનાં પુત્ર પુત્રીનાં લગ્ન હાલમાં તો મોટી ઉમરનાં થાય છે ત્યારેજ કરે છે. ઘણું કરીને છોકરીનાં બાર કે પંદર વરસ પછી અને છોકરાંના પંદરથી વીસ પછી લગ્ન કરવામાં આવે છે. બંનેના લગ્નમાં પૈસા લેવા દેવાનો રીવાજ નથી. લેનારની જેમ શક્તિ તથા ઇચ્છા હોય તેમ આપ લે કરે છે. લગ્નનો ધર્મવિધિ જેટલો હોય છે તેટલો સંપૂર્ણ કરે છે. કન્યાને વળાવાની વખતે દાગીના અને થોડાં ઘણાં કપડાં આપે છે.

૫. સુવાવડ અને નામકરણ વિગેરે.

એ સર્વ રીતભાત આપણી રીતભાતનેજ મળતી આવે છે. નામ પાડવાની રીત થોડી ઘણી પંજાબી લોકના જેવી હોય છે.

૬. ધર્મ.

નંદનવનની દેવીઓ ઘણીજ ધર્મિષ્ટ હોય છે. તેઓ આપણી પેઠે ઘણા વ્રતો તથા ઉપવાસ કરે છે. તેઓ કર્નાટકી સ્ત્રીઓની માફક નાગને પૂજે છે. પતિસેવા તથા શિશુપાલન ઘણીજ સારી રીતે કરી જાણે છે.

૭. તેમની ભાષા.

નંદનવનની દેવીઓની ભાષા કાશ્મીરી છે. તે ફારસી તથા સંસ્કૃત મળીને બનેલી છે. રાજભાષા ઉર્દુ છે. તેમાં ઘણા સારા ગ્રંથો રચેલા છે. એવું સાંભળવામાં આવે છે.

૮. મૃત્યુ.

મરનારને બાળે છે. તેનું સુતક દસ દિવસ સુધી પાળે છે. સગાં સંબંધીઓ મળવા આવે છે. અને દુઃખીને દિલાસો આપે છે.

મરનારનાં ગુણ ગાય છે ને પોતપોતાને ઘેર ચાલ્યા જાયછે. તેની ઉત્તર ક્રિયા આપણા લોકોની માફકજ થાય છે. તે ઉપરાંત તેનાં સ્મરણ તરીકે સારાં કામો પણ કરે છે.

૯. ભોજન.

કાશ્મીર એ થંડો દેશ છતાં ત્યાની બ્હેનો શુદ્ધ વનસ્પતિ આહા છે. મદ્યમાંસનું સેવન ભૂલે ચુકે પણ કરતી નથી. કલિયુગનું અમૃત ‹ ચાહ તે માત્ર દિવસમાં ચાર વખત લે છે. એ સિવાય ભોજનમાં હમેશ ચોખા અને અલકોલ જેવુ એક જાતનું શાખ થાય છે. ને ભા બનાવવાની જુદી જુદી રીત હોય છે. જેમ કે મોળો, ખારો, તીખે ખારો, ગળ્યો વિગેરે. કાશ્મીરમા ઘણાજ ઉત્તમ પ્રકારના ચોખા, થા છે. પણ તે બીજા દેશમા જવા દેતા નથી. આપણા જેવી રોટલ કાશ્મીરમાં ફક્ત લગ્ન વખતેજ થાય છે. એ સિવાય ત્યાં ઘઉં ખાવાન રીવાજ નથી અને થતા પણ નથી. કારણ જ્યારે ઘઉંની મોસમ હો છે ત્યારે ત્યાં બરફ પડતો હોય છે, તેથી ઘઉં ઘણી કિમતી ચીજ । એવુંમાનવામાં આવે છે. ત્યાં અહીંની પેઠે જુદી જુદી ખાવાની ચીજ બજારમાં મળતી નથી.

તેથી જે ખાવાના પદાર્થ હોય તે તમામ ત્યાની સ્ત્રીઓ કરી જાણે છે

૧૦. વિવિધ

કાશ્મીરમાં જલાશયો ઠેકઠેકાણે છે. તેઓમાં એક નવાઈ ઉપજા એવી વાત છે, જે અમો નીચે આપીએ છીયે. ત્યાંના જલશયપર નૌક ચલાવનાર જે હોય છે તેને ફીસ્તી કહે છે.

તેમની સ્ત્રી વચ્ચે કોઇ કારણસર લઢવાઢ થાય તો ઘણા જોર જોરથ લઢે છે. છેવટે કોઈપણ પાડોશણ આવી એકાદ ટોપલું લઇ લઢનાર સ્ત્રીઓની વચમાં ઊંધુ પાડે છે. એટલે સ્ત્રીઓ એકદમ શાંત પડી જાય છે. વળી બીજે દિવસે કોઈ ટોપલું ચતું કરે તો સહેલાતી સેંટે લઢાઈ શરૂ થાય છે. એ મુજબ ઘણા દિવસ સુધી લઢાઈ ચાલે છે.

કાસ્મીરમાં ટાઢ ઘણી હોવાથી લોકો પોતાના પહેરવેશની અંદર બગરી કે કકરી નામની નેતરની ગુંથેલી એક સગડી રાખે છે. તેમાં એક માટીનું વાસણ મુકી તેમાં દેવતા રાખી તેની દોરી ગળે લટકાવે છે. જેથી સઘળો સમય શરીર હુંફાળુ રહે છે ઉપરથી વળી એક ઝભ્ભા જેવું કપડું પહેરે છે, કે જેથી કપડાંની અંદરની સઘડી બહાર દેખાતી નથી.



પત્ની.

# પંજાબની સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણ અને સ્વભાવ.

પંજાબના લોકોમાં કેટલાક ગોરા તથા કેટલાક ઉજળા છે. શરીરે કદાવર, મજબુત તથા તેજસ્વી આંખોવાળા છે. તેઓ સ્વભાવે ઉદાર તથા પ્રેમાળ છે. છતાં તેઓ ગરમ મગજના છે. સહેજ વાતમાં લઢી પડે અને એક બીજાને મારવા તથા મરવા તૈયાર થાય છે. વિશેષ કરીને એ જાત લઢવૈયાની ગણાય છે. તેઓમાં ઘણા ખરા લોકો, હિન્દી ઘણા ખરા ગુરૂમુખી તથા કેટલાક ઉર્દુ ભાષા બોલે છે. પંજાબી લોકોમાં ઘણા ખરા નાનકપંથી છે અને ઘણા ખરા વૈષ્ણવ તથા શિવ માર્ગી પણ છે.

## ૨. શિક્ષણ.

હાલમાં શિક્ષણની બાબતમાં પંજાબી લોકોનું પગલું આગળ પડતું જણાય છે. ખાસ કરીને પંજાબમાં શિક્ષણ લેવામાં આગળ પડતા લોકોમાં આર્ય સમાજીઓ વધારે છે. શિક્ષણ લીધા પછી વેપાર રોજગાર કરે છે કેટલાક લશ્કરમાં દાખલ થાય છે અને કેટલાક ખેતી પણ કરે છે. કેટલાક ધનવાન ભાઇઓ પોતાનાં બાળકોને વધારે શિક્ષણ આપે છે દેશમાં પડદાનો રીવાજ કોઈ કોઇ ઠેકાણે જોવામાં આવે છે. સ્ત્રીશિક્ષણનો પ્રચાર ઘણોજ થોડો છે. થોડા ઘણા લોકો પોતાની કન્યાને નિશાળે મોકલે છે. બીજા કેટલાક પોતાના ઘરમાંજ વાંચતાં લખતાં શિખવે છે અને કેટલીક બ્હેનો વિશેષ વિદ્યાલાભ પણ મેળવે છે.

## ૩. શૃંગાર.

પંજાબી લોકોનો શૃંગાર ઘણો સાદો તથા થોડો હોય છે. હાથમાં કાળા રંગની કાચની થોડીક બંગડીઓ રાખે છે. ગળામાં ખાસ કરીને કાંઈ પહેરતા નથી. પણ નવી રીત મુજબ કોઇ કોઈ સ્ત્રી સોનાની

સાંકળી કે નેકલેસ વગેરે પહેરે છે. તેમના દાંત સફેદ, વાળ લાંબા તથા કાળા હોય છે. વાળમાં ઘણી ખરી સ્ત્રીઓ સુગંધી તેલ નાખી ચોટલો વાળી પીઠપર લટકતો રાખે છે. કપાળે ચાંદલો કરવાનો રીવાજ નથી. તેથી પંજાબી સ્ત્રીઓમાં સધવા તથા વિધવા ઓળખવા માટે ઘણી મુશ્કેલી પડે છે. એ ગરબડને લીધે ઘણી વખતે સધવાને વિધવા કહી બોલવામાં મારી ભૂલ થતી. કારણ કે બન્નેની પહેરવા ઓઢવાની રીત તદ્દન સરખીજ હોય છે. પહેરવેશમાં દસ હાથની સફેદ સાડી પહેરે છે, અને અંગમાં લાંબી બાંયનું ખમીસ પહેરે છે. પગમાં જોડા પહેરે છે. તથા બહાર જતી વખતે સફેદ ચાદર ઓઢે છે.

પંજાબી સ્ત્રીઓના રીતરિવાજ આપણાથી ઘણી વાતે જુદા પડે છે. તેઓના ઘરની બાંધણી ઘણી વિચિત્ર ઢંગની હોય છે. જ્યાં બેસવા ઉઠવાની કે સુવાની જગા હોય છે ત્યાંજ જનાવરો બાંધવાનો ચાલ હોય છે. ઘરની દરેક વસ્તુ ક્યાં ને કેમ રાખવી તેનું કંઇજ ઠેકાણું હોતું નથી. બીજી નવાઈ ઉપજાવે એવી એક વાત ઘણે ઠેકાણે જોવામાં આવી તે એ કે ગમે તેટલાં સારાં ઘર હોય તો પણ સંડાસ ઘરની ઉપર અગાસીમાં હોય છે. અને તે તદ્દન ઉઘાડાં રાખવામાં આવે છે. આ રિવાજ સિંધમાં પણ છે. સવાર સાંજ ઝાડે બેસનાર માણસો એક બીજાને જોઇ શકે છે!! બહારના માણસો માટે પડદો રાખે છે. પણ ઘરમાં કોઈ વડીલ માણસો હોય તો તેની વિશેષ મર્યાદા રાખવામાં આવતી નથી. બીજું ઘરબાર, રસોડું, જમવા કરવાની રીત શીખ લોકની સ્ત્રીઓની જેવી જ છે તેમાં વિશેષ જુદાપણું જોવામાં આવતું નથી. પંજાબી લોકો પરોણાગત ઘણી સારી કરી જાણે છે. ધનવાન ગૃહસ્થને ઘેર પરોણા માટે ચાંદીનો થાળ મુકે છે એ ઉપરાંત આવેલો પરોણો સ્ત્રી હોય કે પુરૂષ હોય તોપણ તેની સાથે ઘરનાં પ્રમુખ સ્ત્રી–પુરૂષો એક સાથે એક જ થાળમાં બેસી જમવાનો રીવાજ છે. એ વિષે તેમની એવી માન્યતા છે કે પરોણાને સાથે બેસી જમાડવાથી યજમાનનો અતિ શુદ્ધ પ્રેમ દેખાય છે. ચાંદીના થાળની અન્દર મુકવાની

દરેક વસ્તુ માટીના કોડીયામાં મુકી પછી તે કોડીયાં ચાંદીના. થાળમાં મુકે છે. આ રીત મારા જોવામાં આવી ત્યારે મને ઘણીજ નવાઇ લાગી, તથા આનન્દ થયો. છેવટે તેમની સાથે જમવા બેસવાનું મારૂં સાહસ તો ન થયું, પણ બીજી થાળી લઇ તેમની સાથે ગમત જોતી જમવા બેઠી.

## ૪. લગ્ન.

પંજાબી લોકો ઘણું કરી છોકરાનું લગ્ન વીસ વરસ પછી અને છોકરીનું પંદર વરસ પછી કરે છે. તેઓ કન્યાનો પૈસો કે પલ્લું લેતાં નથી, પણ શકિત હોય તો ઉલટું કન્યાને આપે છે. લગ્નની ધામધુમ ત્રણથી આઠ દિવસ સુધી ચાલે છે. લગ્નનો વિધિ કેટલીક વાતે મારવાડ તથા હિન્દુસ્તાનીઓને મળતો આવે છે.

## ૫. સુવાવડ તથા નામકરણ.

પહેલી સુવાવડ માને ઘેરજ થાય છે. સુવાવડીને દોઢ માસ અલગ રાખે છે. ત્રણ માસ પછી સુવાવડીને બાળક સાથે જ્યારે વિદાય કરે છે ત્યારે બન્નેને કપડાં તથા આવપત હોય તો એકાદ બે દાગીના પણ આપે છે. ઘેર ગયા પછી જોશીને પૂછીને બાળકની જન્મરાશી ઉપર જે નામ આવતું હોય તે નામ પાડે છે. તે પ્રસંગે સગાં સંબંધીઓને બોલાવવામાં આવે છે. તેઓ બાળક માટે રમકડું કે કપડાં વિગેરે લાવે છે. બાળકને રમાડી પોતપોતાને ઘેર જાય છે.

## ૬. મર્યાદા.

કોઇ કોઈ ઠેકાણે પડદાનો રીવાજ છે. બહાર તેઓ પોતે એકલી ફરવા હરવા કે કામકાજ માટે જઇ શકતી નથી. સાથે માણસ લઇ કોઈ વખત જરૂરના કામ માટે જઈ શકે છે. ત્યાંની કુળવાન તથા શ્રીમાન બ્હેનો બહાર જતી વખતે જો ગાડીમાં બેસીને જાય તો પણ ગાડીનાં બારણાં બંધ રાખે છે. બીજું ઘરમાં પહેરવા ઓઢવાનો, નહાવા ધોવાનો તથા કપડાં વાપરવાનો રીવાજ ઘણો ડાહાપણ ભરેલો જોવામાં આવતો નથી.

૭. વ્રતઉપવાસ.

પંજાબી બ્હેનોનાં વ્રત ઉપવાસ સાદા તથા ટુંકા હોય છે. તેથી તેઓ કેટલાક કરે છે. વિશેષ જાણવા જેવા મહત્વના નથી.

૮. વૈધવ્ય.

પંજાબી વિધવા બ્હેનો ખાવાપીવામાં ઓઢવાપહેરવામાં તથા રહેણી કરણીમાં તદ્દન સધવાની પેઠેજ રહે છે. તેથી સધવા કોણ અને વિધવા કોણ એ ઓળખવાની ઘણી અડચણ પડે છે. વિધવા બેનો કુટુંબ-સેવા, વ્રત, ઉપવાસ કરી સુખેથી જીંદગી પુરી કરે છે. હાલમાં કોઇ કોઈ વિધવા સમાજમાં આગળ પડી કામકાજ કરતી જોવામાં આવે છે.

૯. મૃત્યુ.

પંજાબી લોકો મરનાર માણસનું સુતક પાળતા નથી, પણ તેની પાછળ રોવા કુટવાનો ઘણોજ ચાલ છે. મારવાડી તથા ગુજરાતીઓની પેઠે છાતી કુટવા ઉપરાંત માથું તથા બન્ને ગાલ જોરથી કુટે છે કુટનાર સ્ત્રીઓની વચમાં એક હજામડી હોય છે તે જેમ જેમ બોલે તથા બતાવે તેમ તેમ બધી સ્ત્રીઓ બોલતી તથા કુટતી જાય છે અને તે જ્યારે બધાંને શાંત રાખે ત્યારેજ બધાં શાંત થાય છે.

૧૦. વિવિધ.

પંજાબી બ્હેનોનો ખોરાક ઘણો ખરો મગની કે અડદની દાળ, ભાત, રોટલી વગેરે હોય છે. શાક કોઈ કોઇ કુટુમ્બમાં કરે છે. બધે નહિં. સાંજે કેટલેક ઘેર બે, ત્રણ શાક, ચોપડા. દૂધ ઇત્યાદિ કરવામાં આવેછે. તેઓ ચોપડાને પરોટા કે પરોઠા અને રોટલીને મંડા કહે છે. પંજાબી બ્હેનો બજારનાં પકવાન તથા પકકી રસોઇ જમી શકે છે. ઘણે ખરે ઠેકાણે સાંજે પરોઠા ને શાક બજારનું લાવી ખાવાનો ઘણો ચાલ છે. જે બ્હેનો ધનવાન કે નિયમવ્રત પાળણારી હોય છે તેઓ મિઠાઈ સિવાય બજારનો કોઇ પણ પદાર્થ ખાઇ શકતી નથી.

# શીખ સ્ત્રીઓ.

## ૧. રૂપ ગુણ અને સ્વભાવ.

શીખ પ્રજા ઘણા વરસ સુધી મુસલમાન રાજસત્તાની ધુંસરી નીચે રહેલી હોવાથી તેઓમાં પડદાનું તોફાન ઘણું છે. તો પણ હાલમાં સુધારાપ્રિય લોકોએ મોટાં મોટાં શહેરમાં આર્યસમાજ, બ્રહ્મસમાજ, દેવસમાજ વિગેરે જુદા જુદા સમાજો સ્થાપન કર્યા છે. તેના લીધે પડદાનું તોફાન ઓછું થતું જાય છે. ઉપરોક્ત સમાજો તરફથી કન્યાશાળાઓ ખોલવામાં આવેલી છે. તેથી શીખસ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર વધતા પ્રમાણમાં થતો જાય છે.

શીખ લોકો શરીરે કદાવર, રંગે ગોરા હોય છે. તેઓના મુખ ઘણાં રૂવાબદાર હોય છે. તેમની ભાષા હિંદી તથા ગુરુમુખી છે. ધર્મે શીખ છે. સ્વભાવે પ્રેમાળ, ખુલ્લા દીલના, ઉદાર, અને સંપીલા હોય છે.

## ૨. શિક્ષણ અને ઉદ્યોગ.

શીખસ્ત્રીઓ કોઇ દિવસ જમીન પર બેસતી નથી. ખાટલા ઉપર કે નાની ખુરશી પર બેસે છે. પહેરવાનાં કપડાં દરેક સ્ત્રીઓ હાથેજ શીવે છે. કેટલીક સ્ત્રીઓ હાથે સાળપર જાડું ભરડું કપડું વણે છે. તેમની ઓઢવાની જે ચાદરો હોય છે તે ઉપર જાતજાતની વેલબુટ્ટી, ફૂલ વિગેરે કાઢે છે. એ સિવાય ગોટાનું, જરીનું, અને રેશમનું કામ ઘણું કરે છે.

## ૩. શૃંગાર.

કપાળે ચાંદલો કરવાનો રીવાજ નથી. માથું ઓળી ચોટલો પીઠપર ખુલ્લો રાખે છે. જે સધવા હોય છે તે નાકમાં ચમક જેવું પહેરે છે. પણ હાલમાં ઘણી ખરી સ્ત્રીઓ તે પણ પહેરતી નથી, ને માથામાં ચાક નામનો દાગીનો પહેરે છે. કાનમાં ઘણી વાળીઓ પહેરે છે. ધનવાન સ્ત્રીઓ સોનાની વાળીઓ પહેરે છે. જેમ વાળીઓ વધારે

તેમ વધારે પૈસાદાર ગણાય છે, વાળીઓ ઘણીજ પહેરવાનો રિવાજ હોવાથી તેમના કાન ઘણાજ નમેલા હોય છે. હમણાંની નવા જમાનાની સ્ત્રીઓ વધારે વાળીઓ પહેરતી નથી. તેઓને મોતીના દાગીના પહેરવાની ટેવ નથી, તેથી તેઓ સાચા મોતીની પરીક્ષા પણ કરી શકતી નથી. પગમાં સુત્તન નામનું એક જાતની કરચલી વાળેલું કપડું પહેરે છે. અને લાંબી બાંયનું ખમીસ પહેરે છે. આ તેમનો હંમેશનો પહેરવેશ છે. જ્યારે બહાર જાય છે ત્યારે ઉપરથી સફેદ ચાદર ઓઢે છે. કેટલીક ભણેલી ગણેલી સ્ત્રીઓ હિંદુસ્તાની સ્ત્રીઓની પેઠે દસ હાથની સાડી પહેરે છે.

૪. લગ્ન.

કન્યાની સગાઈ પાંચમા વરસેથીજ કરે છે. પછી દસથી તે પંદર વરસ સુધીની મુદતમાં ગમે ત્યારે લગ્ન કરી લેવાય છે. લગ્ન થયા પછી સાસરે કે પીયર રહે છે. આ બાબત ઉભય કુટુંબની મરજી ઉપર આધાર રાખે છે. કેટલાંક માબાપ લગ્ન થયા પછી કન્યાને પોતાનેજ ઘેર રાખે છે. તે સમયમાં વચમાં વચમાં થોડો સમય સાસરે મોકલે છે. આ રીત કન્યાની હિતની છે. હાલમાં શિક્ષણમાં પરિપકવ થએલા લોકો કન્યાને મોટી ઉમરે પરણાવે છે. તેમનામાં સાસુજીને માયજી કહેવાની રીત છે. શીખસ્ત્રીઓ વડીલ માણસોની લાજ કાઢે છે. નણંદ તથા દીયરને તેમનાં જે નામ હોય તે નામથીજ બોલાવવાની રીત છે. સૌભાગ્યની નિશાની કાંઇ પણ જોવામાં આવતી નથી. તેને લીધે સધવા કે વિધવા ઓળખવી ઘણું કઠણ થઈ પડે છે.

૫. ધર્મ.

તેમનામાં મૂર્તિપૂજાનો રિવાજ જોવામાં આવતો નથી. તેમના ગુરૂ નાનકનો ગ્રંથ ઘેરઘેર પૂજાય છે અને તેનોજ સ્વાધ્યાય કરે છે. દીવાળીમાં ગ્રંથ પૂજવાની દરેક મંદિરમાં ઘણી ધામધુમ હોય છે. તથા અનેક દીવાઓ સળગાવે છે. સૌ કરતાં મોટો તહેવાર

દીવાળીનોજ માનવામા આવે છે ત્યાના ગામોમા આ દેશની માફક રામમદિર કે શિવમદિરો ક્યાયપણ જોવામા આવતા નથી

## ૬ વિવિધ

સાધારણ સ્થિતિની શીખ સ્ત્રીઓને ઘેર રસોઈ માટે નોકર રાખેલો હોય છે તે ગમે તે નાતનો હોય તો પણ ચાલે છે પણ ફક્ત તે હિદુ હોવો જોઇએ, ખોરાક ઘણો ખરો ઘઉંનો હોય છે એકાદ વખત કોઇ ઠેકાણે ચોખા પણ રધાય છે અને તે પણ ઘણો ખરો મીઠો ભાત બનાવે છે અને તે પણ ઘણો થોડોજ ખવાય છે તેમનામા પુરૂષો માસ વિગેરે ખાય છે માસ રાધવાનો ચુલો તથા વાસણો જુ જુ હોય છે. ઘણી સુધરેલી સ્ત્રીઓ ઇડા વિગેરે ખાય છે, એજ પ્રમાણે જ્યા સોળુ તથા સ્વચ્છતાનુ બંડ નથી ત્યા ઘણુ કરીને રસોડા ગદા અને ટાપટીપ વગરના જોવામા આવે છે તેમનામા ચૂના લીંપવાની કે ધોવાની રીત નથી જ્યારે ચૂનો ભાંગી જાય ત્યારેજ લીંપવો પડે છે કેટલાક માણસો અગ્રેજોનીમાફક મેજપર જમે છે, અને કેટલાક થાળીમા જમે છે તેઓમા એકજ થાળીમા બે ચાર માણસો સાથે જમી શકે છે જમવા માટે જગાનું ઠેકાણુ નક્કી હોતુ નથી જ્યા બેઠા હોય ત્યાજ જમી લેવાય છે જેમ કે ખાટપર બેઠા હોય તો ત્યાંજ ભોજન કરી લે છે તેમનામા પાપડ, અથાણુ, મીઠાઇ તથા પકવાન બજારના લાવીને ખાવાનો રીવાજ છે ઘણી ખરી સાજની રસોઈ, શાક પુરી કે ચોપડા બજારનાજ લાવીને ખાય છે, એજ કારણથી ઉત્તર–હિંદનીસ્ત્રીઓ રસોઈ તથા પકવાન બનાવવામા ઘણી પાછળ છે તેમનામા કોઇકજ સ્ત્રીઓને ઉપર જણાવેલી વસ્તુઓ બનાવતા આવડે છે એજ કારણથી તેમને સસારના કામની વિશેષ કડાકૂટ કરવી પડતી નથી

દરેક માણસો ખાટલાઉપર સુવે છે ગરમીમા સખત ગરમી પડે છે તેથી શ્રીમત અને સાધારણ લોકોને ત્યા પખા ટાગેલા હોય છે આ

તે નોકરો તાણે છે. પરંતુ ગરીબો ઘણા અકળાય છે. જેથી તેઓ જંગલમાં ઝાડ નીચે પડી રહે છે. તેમજ શિયાળામાં ઠંડી પણ સખત પડે છે. ગૃહસ્થના ઘરમાંની હવા ગરમ રાખવાને માટે ભીંતના ભાગમાં સગડી રાખવાને માટે ખાસ જગ્યા કરેલી હોય છે. પણ કેટલાક ગરીબ લોક રેલ્વેના કોલસા સળગાવી ઘરમાં રાખે છે. અને બારીબારણાં બંધ રાખે છે. તેમાંથી એક જાતનો ધુમાડો નીકળે છે તે જવાને માટે જગ્યા નહિં હોવાથી ઘરની હવા ઝેરી થાય છે. અને તેથી ઘણાં ખરાં ગરીબ માણસો બેશુદ્ધ થાય છે. કેટલાક દેવતામાં પડે છે. એટલુંજ નહિં પણ છેવટે મરી પણ જાય છે. ઠંડીમાં તેમની ઘણીજ દુર્દશા થાય છે તેમને તો એક પરમ દયાળુ પરમેશ્વરજ સંભાળે છે.

# હિંદુસ્તાની સ્ત્રીઓ.

૧. રૂપ, ગુણ ને સ્વભાવ.

વાયવ્ય પ્રાંત, સંયુક્ત પ્રાંત અને તેની નીચેના દેશો, કે જ્યાં વ્રજ અને સંસ્કારી હિન્દી ભાષા બોલાય છે, તે સઘળા ભાગમાં વસતી સ્ત્રીઓને આપણે "હિન્દીસ્ત્રીઓ" તરીકે ગણીશું.

હિન્દી લોકો રંગે ગોરા તથા ઉજળા છે. તેઓ ઉંચા જાડા તથા મજબુત છે. સ્વભાવે સીધા, ઉદાર તથા પ્રેમાળ છે પણ ઘણા ખરા ગરમ, મીજાજી ને ઝનુની હોય છે. સ્હેજ કારણથી તકરાર કરી હદ ઉપરાંત ગુસ્સો કરે છે.

૨. શિક્ષણ.

વિદ્યાનો પ્રચાર પહેલાં થોડો હતો, પણ હાલમાં તો સર્વ ઠેકાણે ચઢતા પ્રમાણમાં છે. અને તેનો લાભ પણ ઘણે ખરે ઠેકાણે લેવામાં આવે છે, શિક્ષણ લીધા પછી તેઓ ઘણા ખરા વેપારમાં જોડાય છે. અને ઘણા ખરા નોકરી પણ કરે છે. હિન્દી લોકો પોતાનાં બાળબાળકીઓને શિક્ષણ આપે છે પણ ઘણે ખરે ઠેકાણે પડદાનો રીવાજ હોવાથી કન્યાઓ મોટી ઉમરની થાય છે ત્યારે તેમને નિશાળે મોકલતા નથી. ઘરમાંજ તેને ભરવાનું ગુંથવાનું કે શિવવાનુ કામ શિખવવામાં આવે છે. તેની સાથે ઘરસંસારનુ પણ શિક્ષણ આપવામા આવે છે.

૩. શ્રૃંગાર.

હિન્દી બ્હેનોના શૃંગારની બાબતમાં જુદા જુદા પ્રકાર છે. મધ્યપ્રાંતની ચારે બાજુએ જે જે દેશો આવેલા છે તે તે દેશના રીવાજ મુજબ સાડી, ચોળી, દાગીના વિગેરે પહેરે છે. સાધારણ સ્ત્રીઓ ખાસ કરીને હાથમાં, પગમાં, ગળામાં માથામાં વિગેરે ચાંદીના ઘણા કઢંગા દાગીના પહેરે છે. બાર હાથની સાડી પહેરે છે. સધવા સ્ત્રી કપાળે કંકુનો ચાંદલો

કે ટીકી કરે છે. તેઓને પાન ખાવાની ઘણી ટેવ હોય છે. તેઓ બહાર જતી વખતે ચાદર ઓઢે છે.

કનોજ તરફની હિન્દીસ્ત્રીઓ પણ ચાંદીના દાગીના ઘણા તેમજ વિચિત્ર ઘાટનાં પહેરે છે. તેમના હાથના, પગના, ગળાના દાગીના મધ્યપ્રાંત તરફની બ્હેનોની પેઠેજ હોય છે. કાનમાં ઘણા મોટાં કરણફુલ પહેરે છે. નાકમાં વાળી એટલી મોટી પહેરે છે કે તેનો આકાર લગભગ એક પૂટના ઘેરાવા જેટલો હોય છે!! બન્ને દેશની બ્હેનોમાં રોજ માથું ઓળવાનો રીવાજ નથી. આઠ દિવસમાં કોઇ વખતે ઓળે છે. પૂર્વ તરફની હિન્દી બ્હેનો માથાના આગલા ભાગમાં એટલે સેંથાની શરૂઆતમાં સિંદુર લગાડે છે. દાંત કાળા કરે છે. તેઓ દસ હાથની સફેદ સાડી પહેરે છે. ચોળી પહેરવાનો વિશેષ રીવાજ નથી-કોઈ કોઇ પહેરે છે.

હવે યુ. પી. તરફની તથા ઉત્તર તરફની બ્હેનોની પહેરવા ઓઢવાની રીત મુસલમાન બ્હેનોની રીતને મળતી આવે છે. તેઓ હાથમાં કાળા રંગની ઝીણી બંગડી પહેરે છે. કાનમાં સોનાની કે ચાંદીની ઘણી વાળીઓ પહેરે છે. પગમાં કોઈ કોઇ કલ્લાં પહેરે છે. પગના આંગળામાં સૌભાગ્ય દર્શક બીછવા નામનું ચાંદીનું ઘરેણું પહેરે છે. તેઓ દાંતને કાળા રંગાવે છે. માથામાં સુવાસિક તેલ નાંખે છે. વાળ ઓળી કોઇ અંબોડો વાળે છે. કોઇ ચોટલો ગુંથી પીઠપર લટકતો રાખે છે. અંગમાં ખમીસ પહેરે છે. બહાર જતી વખતે કીંમતી ઘાઘરો અને ઉપરથી ચાદર ઓઢે છે. પગમાં જોડા પહેરે છે. ખાસ કરીને ઘરમાં હિન્દી બ્હેનો ચોળી પહેરતી નથી. તેથી તેમનો છાતીનો ભાગ ઘણો વિચિત્ર થઇ જાય છે. તેમજ દસ હાથની સાડી પહેરે છે ત્યારે અન્દર ઘાઘરો પણ પહેરતી નથી, તેથી વિચિત્ર લાગે છે.

હિન્દી બ્હેનોમાં જે બ્હેનો આર્યસમાજી છે તેઓનું ઓઢવું પહેરવું કેટલીક રીતે સારૂં દેખાય છે. આ બધી હિન્દી બ્હેનોની ભાષા હિન્દીજ

છે. મધ્યપ્રાંત તરફના લોકોની ભાષા અશુદ્ધ, ગરબડી તથા કઠોર છે. પૂર્વ-તરફના લોકોની ભાષા ગરબડી તથા લાંબા સૂર કાઢી જોરથી બોલવાની તથા અશુદ્ધ છે. ઉત્તર તરફની હિંદી ભાષામાં ઉર્દુ ફારશીના શબ્દો ઘણા આવે છે. તથા તેઓ ઘણા જુસ્સાથી બોલે છે. ખાસ કરી અલાહાબાદ તરફની ભાષા શુદ્ધ, મીઠી ને, મોહક અને સંસ્કારી છે.

## ૪. લગ્ન.

હિંદી લોકો કન્યાનો પૈસો કે પલ્લું લેતા નથી. ઉલટ પોતે પૈસાદાર હોય તો કપડાં, દાગીના કે પૈસા જમાઇને તથા કન્યાને આપે છે. જેઓ બીલકુલ ગરીબ હોય છે તેઓમાં કોઈ વખત પૈસા લેવામાં આવે છે પરંતુ વિશેષ રીવાજ નથી. કન્યાનો પૈસો લેતા નથી એટલુંજ નહિ. પણ તેને ઘેર કોઇ દિવસ તેનાથી મોટા માણસો જમતા પણ નથી. જુના વિચારના જે લોકો છે તેઓ પોતાના બાળકોનાં લગ્ન નાની ઉમરમાંજ કરે છે. કેટલાક સુધરેલ વિચારના છે તેઓ છોકરા છોકરીનાં લગ્ન ઉમર લાયક થાય ત્યારેજ કરે છે. સાધારણ લગ્નની ધામધુમ ૩ થી ૮ દિવસ સુધી ચાલે છે.

## ૫. ખોળાભરણ, સુવાવડ ને નામકરણ.

ખોળાભરણાનો રીવાજ કોઇ ઠેકાણે છે ને કોઇ ઠેકાણે નથી. જ્યાં છે ત્યાં પણ જુદા જુદા પ્રકાર જણાય છે. કોઈ ઠેકાણે શ્વસુરપક્ષવાળાજ ખોળો ભરી પછી તેની સુવાવડ કરે છે અને કોઇ ઠેકાણે નવમે મહિને માના ઘેરથી કન્યા તથા જમાઇને માટે નવા કપડાં અને મેવામિઠાઇ મોકલાવે છે. ને પછી માતૃગૃહમાં લઇ આવે છે.

સુવાવડીને અગીયારમે દિવસે ન્હવડાવે છે. પણ ઘરના માણસો ખાસ કરી તેને અડકતા નથી. ચાળીસ દિવસ થયા પછી ફરી નવ્હડાવે છે. ત્યારે તે પવિત્ર થઈ એવું મનાય છે. બાળકનું નામ રાખવાની કાંઇ

વિશેષ ધામધુમ કરતા નથી. તેની રાશીપરથી જે નામ યોગ્ય લાગે તે પાડી લે છે.

૬. આમન્યા.

મર્યાદા તથા વિવેક રાખવાની ચાલરીત આપણા કરતાં જુદા પ્રકારની જોવામાં આવે છે. મરદોની સાથે બેસવાં ઉઠવાની કે વાતચીતની બાબતમાં વિશેષ છૂટાપણું જોવામાં આવતું નથી. વિવેકથી બોલવું કે કપડાં યોગ્ય રીતે પહેરીને બેસવું એમાં ઘણીક વખતે કઢંગું પણ જોવામાં આવે છે.

૭. વ્રત–ઉપવાસ.

હિંદી બ્હેનો પણ ઘણી જાત જાતનાં વ્રત ઉપવાસ કરે છે. પણ વિશેષ વિશેષ તકલીફ આપનારા તથા લાંબા હોતા નથી.

૮. વૈધવ્ય.

હિંદી વિધવા ઘરમાંજ રીબાઈ રીબાઇને દુઃખી થઇને કુટુંબીઓની સેવા કરવામાં જીંદગી પુરી કરે છે. હિંદી લોકો વિધવાને ઘણા સખત બંધનમાં રાખે છે. હાલમાં કોઇ કોઈ વિધવા ભણી ગણી ઉદ્યોગ કરે છે. ઘણી ખરી વિધવા સણગાર રાખે છે અને ઘણી તદ્દન વૈરાગ્યમય જીવન ગાળે છે. બન્ને પ્રકારની વિધવા હિંદના દરેક ભાગમાં જોવામાં આવે છે.

૯. મૃત્યુ.

મરનાર માણસની પાછળ ઘણું કરી રોવા કુટવાનો રિવાજ જોવામાં આવતો નથી.

૧૦. ઉપસંહાર.

હિન્દુસ્તાનમાં જે જે ઠેકાણે મુસલમાની રાજ હતું તે તે ઠેકાણે તથા તેની આસપાસના પ્રદેશોમાં પડદાનો ઘણો રીવાજ છે. તેથી થતા નુકસાનોની નવાઈની વાતોમાંની થોડીક નીચે આપીએ છીએ. એક વખતે એક ગૃહસ્થ માંદા પડ્યા. થોડા દિવસ સુધી આડોસી પાડોસીએ તથા

મિત્રોએ બનતી સેવા કરી. પણ મંદવાડ જલદી મટયો નહિ ત્યારે મિત્રોએ કહ્યું કે હવે આપ નોકરી છોડી થોડા દિવસ દેશમાં જાવ. ત્યાં જવાથી પોતાના સગાંસંબંધી તથા જન્મભૂમિની હવા પાણીથી જલદી આરામ થશે. ત્યારે તે હિંદી ગૃહસ્થે ઘણી લાચારી સાથે કહ્યું કે હે મારા પ્રિયમિત્રો, હું ઘેર જઇને શું કરૂં! ઘરમાં ભાઈ તથા ભોજાઈ બેજ માણસ છે. ભાઈ આખો દિવસ નોકરી પર જશે ત્યારે તેની ગેરહાજરીમાં મારી સંભાળ કોણ લેશે. મિત્રોએ કહ્યું કેમ તમારી ભોજાઈ તો આખો દિવસ ઘરમાંજ રહે છે ને? ત્યારે ગૃહસ્થે જવાબ આપ્યો, હાજી, ઘરમાં રહે છે પણ હિંદુસ્તાનમાં ઘણે ખરે ઠેકાણે નાની ભોજાઈ જેઠનું મોઢું જોઈ શકિત નથી એટલુંજ નહિ પણ પાસે આવી કોઈપણ જાતની સેવા ચાકરી પણ કરી શક્તી નથી. શું ત્યારે હિંદુસ્તાનમાં ઘેર ઘેર આવીજ રીત છે. સાંભળો, ઘરમાં સ્ત્રીનોકર રાખવાનો રીવાજ હોય છે. તેથી તે દરેક માણસની સેવા ચાકરી કરે છે. જ્યાંસુધી ખાવા મળે ત્યાંસુધી સ્ત્રીનોકર રાખવાનો રીવાજ છે. અને જ્યાં ન હોય ત્યાં એવીજ રીત જોવામાં આવે છે. બીજું દૃષ્ટાંત એક વખતે સી. પી. ના ભાગમાં એક સ્ટેશનથી લગ્નની જુદી જુદી બે જાનો જુદે જુદે ગામ જવાની હતી. એટલામાં ગાડી આવી. સમય થોડો હતો. જેમ બને તેમ પોતપોતાની મેળે ગાડીમાં બેસી ગયા પણ ગમ્મત એ થઈ કે બન્ને જાનમાંનાં માણસો સેળભેળ થઇ જવાથી ઘુમટો તાણેલી બન્ને નવવધુઓ (કન્યાઓ) ભૂલથી પોતાની જાનનાં માણસો છોડી દઈ ગરબડમાં બીજા માણસો સાથે બેસી ગઇ. આગળ જેનું જ્યાં ગામ આવ્યું. ત્યાં તેઓ ઉતરી પડ્યાં. બિચારી કન્યાનું મોઢું ઢાંકેલું હોવાથી પોતાનાં સાસરીયાં કયાં છે તે અત્યાર સુધી જાણી શકી નહોતી. આગળ જતાં બન્ને જાનવાળાને પોતાની નવવધૂ ઓળખી કાઢતાં ઘણાં કષ્ટ પડ્યાં. હિંદી બ્હેનો આપણી માફક પોતાની મેળે બજારમાં કે પ્રવાસમાં એકલી જઈ શકતી નથી. જયારે મરદો

કોઈ ઠેકાણે તેમને લઈ જાય ત્યારેજ તે બહાર જાય છે. ઘરમાં બેઠાં બેઠાં જેટલુ કામ હોય તેટલુ કરે છે. બહારનું કામ જેમ કે પાણી ભરવુ વગેરે પુરૂષો કરે છે.

નવરાશની વખતે હિંદી બ્હેનો ચાદરો ભરવાનું કપડાં શિવવાનું કે ગુંથવાનું કામ કરે છે. પણ તેમના રસોડાં તથા આખું ઘર તપાસી જોતાં ઘણી જાતની અવ્યવસ્થા જોવામાં આવે છે. તેઓ ઘર ગોઠવણીના બાબતમાં ઘણાજ પછાત છે. તેઓનાં ઘર સંસારનાં સાધનો ઘણાં થોડાં તથા ટુંકા હોય છે. હિંદી લોકો બને ત્યાં સુધી બીજા કોઇના હાથનું રાંધેલું ભોજન જમતા નથી. દરેક હિંદીસ્ત્રી પુરૂષને રોજની રસોઇ બનાવતાં આવડે છે. હિંદીસ્ત્રીઓ રોજની સાદી રસોઇ હલવા પુરી પકોડી વગેરે કરી જાણે છે. પણ નવા નવા પદાર્થ કે પકવાન્ન બનાવવામાં અજાણ હોય છે. કારણ કે સોળાનું તોફાન બીલકુલ ન હોવાથી બજારના પદાર્થ ખાવાની ઘણી રીત છે. તેમનામાં રસોઇના બે પ્રકાર માનેલા છે. એક કચ્ચી રસોઇ ને બિજી પક્કી રસોઇ. કચ્ચી રસોઈ એટલે દાળ ભાત વગેરેને કચ્ચી રસોઈ કહે છે. તેઓ કચ્ચી રસોઈ કોઇના હાથની જમતા નથી. ઘણા ખરા પક્કી રસોઈજ જમે છે. પક્કી એટલે શીરા પુરી ભજીયાં વિગેરે ચીજો કે જે ફકત તળીને કરવામાં આવે છે. તેમાં જો કે પાણી પડેલુ હોય તો પણ તેને પક્કી રસોઇજ કહેવાની રીત છે. જે પદાર્થ તળવામાં આવે છે તે પક્કો એવું મનાય છે. તેમનામાં જમવા બેસવાનું ઠેકાણું ચોકકસ હોતું નથી. જ્યાં બેઠેલા હોય ત્યાં જમે છે, પથારી કે બેઠક પર બેઠેલા હોય તો ત્યાંજ જમી લેવાય છે. ખાતી વખતે એક હાથ પથારી ને અડે કરે તો પણ ચાલે છે એ રીતથી ઘરમાં સ્વચ્છતા ઓછી રહે છે. જમતી વખતે કેટલીક બ્હેનો બંને હાથનો ઉપયોગ કરે છે।

# મારવાડી સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણને સ્વભાવ.

મારવાડી લોકો રંગે ઉજળા તથા કદાવર હોય છે. તેઓ સ્વભાવે શાંત, ઉદ્યોગી, સંપીલા, ધર્મનિષ્ઠ અને કરકસર કરવાવાળા હોય છે. એમનો મુખ્ય ધંધો વેપાર છે. તેઓ વેપાર કરવામાં ઘણા કુશળ છે. જેથી તેઓમાં ધનવાનોની સંખ્યા ઘણી સારી છે.

## ૨. શિક્ષણ.

મારવાડી લોકોમાં વિદ્યાનો પ્રચાર ઘણોજ થોડો છે. સાધારણ ત્રણ ચાર ચોપડી ભણી ઘણા ખરા તુરત વેપાર કરવામાં જોડાય છે. પણ હાલમાં ઘણા ખરા ધનવાન મારવાડીઓ પોતાના છોકરાને થોડું ઘણું ઉંચું શિક્ષણ આપે છે. પણ તેમનામાં સ્ત્રી શિક્ષણનો ઘણો અભાવ છે. હાલમાં કોઈ કોઈ મોટાં શહેરોમાં કન્યાપાઠશાળાઓ ખોલવામાં આવી છે. ત્યાં નાની ઉમ્મરની કુમારિકાઓ ભણે છે. પણ વિશેષ ઊંચુ શિક્ષણ તેમને આપવામાં આવતું નથી. ફકત લખવા વાંચવા જેટલુંજ શિક્ષણ અપાય છે. કોઈ ધનવાન સ્ત્રીઓ અન્ય બ્હેનોની પેઠે સ્ત્રીસમાજમાં કામ કરવા માટે આગળ પગલું ભરે તો તુરતજ સાંકડા વિચારના મારવાડીઓ-તેની તથા તેના સગાંસંબંધીઓની ચર્ચા કરી તેને પાછળ પાડે છે. મારવાડી પુરૂષો સ્ત્રીશિક્ષણના ઘણા વિરોધી હોમ એમ જણાય છે.

## ૩. શૃંગાર તથા પેહેરવેશ.

શિક્ષણપ્રચાર વિશેષ નહિ હોવાથી મારવાડીસ્ત્રીઓ સ્વતંત્રતાથી બહાર ફરી હરી શકતી નથી, તેથી વ્યવહાર ડહાપણમાં બીજી સ્ત્રીઓ કરતાં કાંઈક ઓછી જણાય છે. તેમનામાં પડદાનો રીવાજ નથી. પણ કોઇ મોટું માણસ કે પુરૂષ આવે તો તેમની સામે આમન્યા

પાળવા તરીકે ઘુમટો કાઢવાનો રીવાજ છે. ઓઢેલું કપડું ઝીણું હોવાથી તેમાંથી તેઓ સામા માણસને જોઈ શકે છે. એમનો પહેરવેશ નવાઈ ઉપજાવે એવો છે. જુના રીવાજની ને ખાસ જોધપુર તરફની સ્ત્રીઓ ઘણું કરી ૨૦ થી ૪૦ વાર જેટલા લાંબા તાકાનો ઘાઘરો પહેરે છે! ચોળીને બદલે ઝીણી કાંચળી પહેરે છે. અને ઉપરથી ત્રણ કે ચાર વારની ઓઢણી ઓઢે છે. માથું પંદર દિવસમાં એક વખત ચોળી તેને ખુબ કસીને બાંધે છે. વાળ હાલે ચાલે નહિ તેથી તેને આગળની બાજુમાં ગુંદરનું પાણી કે મીણ લગાડે છે. વાળને પાછળથી રંગ રંગનાં નાડાં લગાડી એક પુંછડીની પેઠે પીઠપર લટકતો ચોટલો રાખે છે. વાળની આવી વ્યવસ્થા હોવાથી તેમના માથામાં તેમજ ઓઢવાના કપડામાં સેંકડો જુઓ આનંદથી નિવાસ કરે છે. તેઓ દાંત રંગાવે છે તથા કોઈ કોઈ સ્ત્રીઓ દાંતને સોનાની રેખો જડે છે. તેઓ હાથનાં તેમજ પગનાં આંગળાં ઘણું કરી જેમનાં તેમ રહેવા દેતાં નથી. મારવાડીસ્ત્રીઓ હંમેશાં હાથ પગને મેંદી લગાડે છે. તેઓ મેંદી લગાડવામાં ઘણી કુશળ હોય છે. તેઓના દાગીના તો જે જે દેશોમાં રહે તે તે દેશ જેવા હોય છે. તેમના હાથનો ઘણો ભાગ લગભગ દાંતના કે સોનાના ચૂડાકે ચૂડીઓથી ઢાંકેલો હોય છે. અને પગ ઘુંટણથી ઉપર એક વેંત સુધી પગના દાગીનાથી ઢાંકે છે. ગળામાં કીડીયાના દાણાની ઘણીજ સેરો એકઠી કરી પહેરે છે. કેટલીક, દક્ષણી સ્ત્રીઓની પેઠે નાકમાં વાળા પહેરે છે. હાથનાં આંગળામાં વીંટી કેટલી પહેરવી તેનો તો કાંઇ હિસાબજ હોતો નથી!

૪. લગ્ન.

મારવાડી લોકો છોકરા છોકરીનાં લગ્ન ઘણું કરી નાનપણમાંજ કરે છે. તેઓમાં ઘણું કરી વરકન્યાની ઉંમર લગભગ સરખીજ હોય છે. કોઇ કોઇ ઠેકાણે કન્યા વર કરતાં પણ મોટી જોવામાં આવે છે. મારવાડી લોકોમાં કન્યાનો પૈસો લેવાનો રીવાજ છે. તે એટલે સુધી કે હજારથી

ત્રણ હજાર સુધી પણ લેનાર ભાઇઓના દાખલા મળી આવે છે. પણ ઘણા શ્રીમંતો હાલમાં કન્યાનો પૈસો લેતા નથી પણ ઉલટા કન્યાને આપે છે.

તેમનામાં વર નાનો ને કન્યા મોટી હોવાથી કોઇ કોઈ વખતે ઘરમાંને ઘરમાંજ કન્યાની ચાલચલગત વિષે શંકાઓ લેવામાં આવે છે.

## ૫. ખોળાભરણ, સુવાવડ ને નામકરણ.

મારવાડી લોકોમાં સીમંતની વિશેષ ધામધુમ નથી. ખોળો ભરવાનો રીવાજ પણ નથી. ફક્ત આઠમે મહીને માને ઘેરથી એક જોડી લુગડાં તથા મેવામીઠાઈ મોકલવામાં આવે છે. એ સિવાય જાણવા જેવી હકીકત બીજી કાંઈ નથી.

મારવાડી સ્ત્રીઓની સુવાવડની રીતભાત સાધારણ રીતે ગુજરાતી લોકોને મળતી આવે છે. તેથી તેનું જુદું વિવેચન કરવાની જરૂર નથી.

જન્મેલા બાળકનું નામ કેમ રાખવું જોઇએ તે બાબત જોશીને પુછી લેવાય છે. પછી ઘરમાંને ઘરમાંજ પોતે બાળકનું જે નામ પડે તે નામથી બોલાવે છે.

## ૬. આમન્યા.

મારવાડી બ્હેનો કોઇ મોટું માણસ આવે છે ત્યારે અને અજાણ્યા મરદો આવે છે ત્યારે ઘુંમટો તાણે છે. (એટલે મોંઢું ઢાંકી લે છે.) પણ ઘણી ખરી બ્હેનો પેટનો અને કાંચળી પહેરેલો છાતીનો ભાગ ઉઘાડો રાખવામાં ભૂષણ કે ખૂબસુરતી તરીકે માને છે, એ ઉપરાંત બીજી નવાઇ એ કે ઉપરથી ઓઢવાની ઓઢણી કે સાડી એટલી ઝીણી રાખે છે કે તેમાંથી જોનાર માણસ તેઓના ઘેરાણાં ગાંઠા સેહેજ જોઇ શકે છે.

## ૭. વ્રત-ઉપવાસ.

મારવાડી બ્હેનો વ્રત ઉપવાસ ઘણી જાતનાં કરે છે. તેઓમાં કેટલીક શિવમાર્ગી તથા કેટલીક વૈષ્ણવ માર્ગી છે. તેઓ સવારે જલદી સ્નાન

કરી દેવ-દર્શન, પૂજન વગેરે કરે છે. કોઇ સોમવારનું, કોઇ શુક્રવારનું અને કોઈ અગ્યારસ, ચોથ, ગણુ-ગૌરીનું વ્રત કરે છે.

૮. વૈધવ્ય.

મારવાડી લોકોમાં વિધવા સ્ત્રીઓ માટે ઘણા સખત નિયમો છે. વિધવા સ્ત્રી, એ ત્રણ વરસ સુધી ખુણામાં બેસી બેસી રોઇને વખત કાટે છે. તેઓ હંમેશને માટે કાળાં કપડાં પહેરે છે અને સાસરામાં કે પીયરમાં રહી કુટુંબસેવા કરી જીંદગી પુરી કરે છે. શિક્ષણ લઈ ઉદ્યોગધંધો કરી સ્વતંત્રતાથી જીંદગી ગુજારવાનો રીવાજ નથી.

૯. મૃત્યુ.

મારવાડી લોકોમાં મરનાર માણસની પાછળ રોવા કુટવાનો ચાલ હદ ઉપરાંત છે. ખરી લાગણીવાળા માણસો મરનારની પાછળ પોતાને ખરચે રોવા તથા છાતી કુટવા માટે ભાડુતી માણસો બોલાવે છે અને દસ દિવસ સુધી રોવું તથા કુટવું જારી રાખે છે ! !

૧૦ વિવિધ.

હાલમાં મારવાડી બ્હેનો બીજી બ્હેનો સાથે મૈત્રી કરવા લાગી છે. તેથી માથું ઓળવામાં, કપડાં પહેરવામાં, દાગીના પહેરવામાં અને મેલ-સપાટા કે ગપાટા મારવામાં બીજાનું અનુકરણ કરે છે. ઉપર જે બાબત કહી તે કરતાં બીજા કઢંગા રીતરિવાજોમાં ફેરફાર કરે તે ધન્યવાદ આપવા જેવું છે. તેઓ સૌ તહેવારો કરતાં હોળીનો તહેવાર વિશેષ આનંદનો માને છે. તેમાં વસંત પાંચમથી તે રંગ પાંચમ સુધી રોજ સરખે સરખા ભેગાં મળી ઢોલક વગાડે છે. પોતાની ભાષામાં વિચિત્ર ગીત ગાય છે. ખાસ હોળીના દિવસમાં સ્ત્રીપુરૂષો બન્ને સાથે રમે છે. એક બીજા પર રંગ નાંખે છે. ગમે તેવું ઉઘાડું બોલે છે, નાચે છે અને જુદી જુદી જાતના વેશ લે છે. એવી રીતે હોળીનો તહેવાર ગુજારે છે.

મારવાડી બ્હેનો હંમેશ તો પુરૂષ સાથે વાતચીત કરવામાં ઘુમટો તાણે છે, પણ હોળીમાં તદ્દન વિવેક છોડી પુરૂષો સાથે છૂટથી હોળી રમે છે

તેઓમાં પહેરવાનાં કપડાં રોજ ધોવાંજ જોઇએ એવો કાંઈ નિયમ નથી. ઘણા દિવસ સુધી ધોયા વગરનાં કપડાં પહેરે છે. કપડાં ધોવા વિષે એક નવાઇ જેવી વાત નીચે આપીએ છીએ.

જોધપુર તરફ પાણી થોડું છે, તેથી ખાવા પીવા સિવાય બીજા કામમાં જેમ બને તેમ પાણી ન છુટકેજ વાપરે છે. તેથી તે તરફની સ્ત્રીઓ પોતાના ૧૫ દિવસનાં પહેરેલાં મેલાં કપડાં ગામ પાસેની પોતાની વાડીઓમાં રેતીમાં દબાવે છે અને આઠ કે દસ દિવસ પછી ઝાટકીને લઇ લે છે. કપડાંની દુર્ગંધ રેતી ચુસી લે છે તથા સખત તાપથી જુઓ પણ નાશ પામે છે. એ ઉપરાંત રસોઈના તેમજ ભોજનનાં એઠાં વાસણો રખ્યાથી માંછ, કપડાંથી લુછી, ઘરમાં વાપરવા લે છે. જ્યાં પાણીનો સુકાળ હોય છે ત્યાં પણ એજ રીતથી વાસણ મંજાય છે. ખરૂં જોતાં સ્વચ્છતાની બાબતમાં મારવાડી બ્હેનો ઘણી જ પછાત છે. તેઓ બ્હેનો કપડાં કે દાગીના પહેરવામાં શરીરની શોભા કે સંરક્ષણ સમજીને તેનો ઉપયોગ કરતાં હોય એવું લાગતુ નથી. ચાલતા આવેલા રીવાજમાં દેશકાલપરિસ્થિતિ મુજબ ફેરફાર કરી સુધારવાની તેમના મનમાં કલ્પના પણ આવતી નથી.

જ્યારે મારવાડી ભાઇઓ પરદેશમાં જાય છે ત્યારે પણ ઘણું કરી જ્યાં મારવાડી રહેતા હોય ત્યાંજ રહેવાનું, તેમજ નોકરીનું પસંદ કરે છે. આથી બીજી પ્રજાની અનેક વિધ રૂઢિઓસારી કે નરસી તે જોવાની તક તેમને મળતી નથી.

મારવાડી બ્હેનો પોતાના રીવાજ મુજબ રસોઇ કરી જાણે છે. તેમની રોજની રસોઇ બપોરે દાળ, ભાત, સાધારણ ઘરમાં એક શાક તથા જાડી ફુલકા રોટલી એટલું હોય છે. તેમની દાળ કરવાની રીત આપણા કરતાં જુદી છે. ગોળ વાસણમાં જેટલી દાળ જોયતી હોય તેટલું માપનું પાણી રાખી દાળ ઓરે છે. ચઢતી વખતે તેની અન્દર હળદર, મીઠું,–

ચોડુંક નામનું મરચું અને અરધી વાટકી ઘી માત્ર નાંખે છે અને આપણે દાળને જેટલી પાતળી બનાવીએ છીએ તે કરતાં જાડી રાખે છે. હાલમાં ખાવા પીવામાં ઘણો સુધારો થયો છે તેથી સર્વ જગાપર ફેરફાર જોવામાં આવે છે. તેમનામાં જમનાર જમી રહ્યા પછી પાછળથી પાપડ પીરસવાનો રીવાજ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. કારણ કે પાછળથી પાપડ ખાવાથી મોઢું ચોકખું થાય છે. એવી તેમની માન્યતા છે. ચટણી કે રાઇતાં કરવાની વિશેષ રીત નથી. તેમનો ખોરાક સાદો તથા પુષ્ટિકારક હોય છે.

મારવાડી નાતીમાં કેટલેક ઠેકાણે જ્યારે જમાઈ સાસુને ઘેર જાય છે ત્યારે તેની સાસુ આડોસીપાડોશીને બોલાવી જમાઇનો આદર સત્કાર કરવા માટે બધી બ્હેનો સાથે મળી ગીત ગાય છે.



સૌ. કેશરબાઇ ચંદુલાલ ઝવેરી.

# ગુજરાતની સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણ ને સ્વભાવ.

ગુજરાતી સ્ત્રીઓ રંગે ઘઉં વરણી તથા કંઇક ગોરી, મનોહર, મો લંબગોળ તથા ગોળ ભરાવદાર હોઇ એકંદરે સુંદર હોય છે તેઓ હૃદયની પ્રેમાળ, નિખાલસ દીલની, ધર્મ ઉપર શ્રદ્ધાવાળી, વિવેકી તથા અંધશ્રદ્ધાને અનુસરનારી હોય છે. કોઇ કોઇ ભાગમા તેઓ મજબુત હિંમતવાન, શરીરબળમા સંગીન એવી જોવામા આવે છે. બીજી પ્રજા કરતાં તેઓ પરોણાગત કરવામા ઘણી ખંતીલી અને પ્રેમી હોય છે

## ૨ શિક્ષણ

કેળવણીમા ગુજરાતી બ્હેનો, સાધારણ રીતે મહારાષ્ટ્રીય બંગાળી અને મદ્રાસી બ્હેનો કરતા કંઇક પછાત છે પણ હાલમા શિક્ષણનો પ્રચાર વધવાથી ગામેગામ નાની તથા જુવાન સ્ત્રીઓ થોડો ઘણો અભ્યાસ કરી ગૃહસંસાર તથા સમાજસેવાના અનેક કર્તવ્ય કરતી થયી છે. તેઓમાં કેટલીક બ્હેનો ઉંચુ શિક્ષણ લઈ વકતાઓનુ, લેખકનુ, તથા નારી સંસ્થા વગેરે ચલાવવાનુ કામ કરે છે કચ્છ, કાઠીયાવાડ તથા વોરા કોમની બ્હેનો કંઇક હિંમતવાન ને આગળ પડતી છે. ઘણી ખરી ગુજરાતી બ્હેનોને લગ્નો ઉમરો છોડવો ગમતો નથી દુનિયાનુ તથા પોતાનુ ગમે તે થાય પરન્તુ કુટુંબની મોહ જાળમા વધારે આસક્ત છે. કેટલીક જાતીમા આ પ્રથા ઓછી થઈ છે તેથી આગળ પડતા જણાય છે શહેરમાં વસતી ગુજરાતી બ્હેનોને પોતાના ગામડાનાં દાગીના તથા કપડા કરતા વિદેશી કપડા દાગીના તથા બોલવા ચાલવાની રીત-

ભાત વધારે પસંદ પડે છે. તેમજ પોતાનાં પ્રિય બાળકોને પણ કપડાં લત્તાં દાગદાગીના, રમત ગમતો તથા બોલવા ચાલવાનું વગેરે પરદેશી ફૅશનનું અનુકરણ કરાવવું ઘણું ગમે છે. એટલુંજ નહિ પણ આપણાં બાળકો આપણને માતુશ્રી અને પિતાશ્રીને બદલે મમ્મા અને પપ્પા કહીને બોલાવે તેમાં તેઓ સારું ભૂષણ માને છે.

## ૩. ઉદ્યોગ.

ગુજરાતી બ્હેનો કેટલેક ઠેકાણે ઉદ્યોગી તથા કેટલેક ઠેકાણે આળસુ જોવામાં આવે છે. ઘણી ખરી બ્હેનો ભણી ગણી ઉદ્યોગ ધંધો તેમજ શિવણ ભરત ગુંથણ વગેરે જેવાં કામો ઘણાં સારાં કરી જાણે છે. એ ઉપરાંત ઘરમાંનું રાચરચીલું ગોઠવવામાં તેઓ ઘણી કુશળ હોય છે.

## ૪. શૃંગાર.

ગુજરાતી બ્હેનો કાંચળી તથા ઓઢણી અગર સાલ્લો પહેરે છે. પ્રતિદિન સુધારાની ઢબ પ્રમાણે ચોળી અગર પોલકાં તથા ફૅશનદાર સાડીઓ પહેરતાં જોવામાં આવે છે. ગામડાંની બ્હેનોને હાથમાં બલૈયાં પહેરે છે. શહેરમાં વસતો ભાગ ફેશનને અનુસરી કાચની બંગડી સાથે સોનાની મોતીની કે હિરાની પહેરે છે, આ દાગીનો ખાસ સૌભાગ્યની નિશાની ગણાય છે. ગામડાંની બ્હેનો પગમાં સાંકળાં કલ્લાં અને શહેરની કોઈ કોઈ બ્હેનો ફેશનેબલ ઝિણાં સાંકળાં પહેરે છે. ગામડાંની બ્હેનો ગળામાં વાસદ, ટુપીઓ, વગેરે પહેરે છે. શહેરની બ્હેનો સોનાની ફૅશનેબલ સાંકળી, નેકલેસ, લાકીટ, વગેરે પહેરે છે. ગામડાંની નાકમાં ખોટાં મોતીનો કાંટો તથા શહેરની કેટલીક બ્હેનો સોનાની હિરાની કે મોતીની ચમક પહેરે છે. આંગળાંમાં સોનાની કે હિરાની વીંટી તેમજ કાનમાં સોના મોતીનાં કે હિરાનાં કરણફુલ કે બુટ્ટી પહેરે છે. ગામડાંની કોઈ કોઈ બ્હેનો દાંત રંગાવે છે. તેમજ કેટલીક હોંસીલી બ્હેનો મેંદીથી હાથ પગનાં આંગળાં પણ રંગાવે છે. સધવા સ્રીએ ચાંદલો કરવોજ જોઇએ

એવો કોઈ ખાસ નિયમ નથી. શહેરમાં રહેતી બ્હેનો ઘણું કરી ચાંદલો કરે છે. તેમજ માથું પણ સવારે કે સાંજે ગમે ત્યારે ઓળે છે.

## ૪. લગ્ન.

આ સંબંધમાં ઘણા જુદા જુદા રીવાજ છે. કડવા પેટલની જ્ઞાતમાં બાર વર્ષે લગ્નનો પ્રસંગ એકજ વાર આવે છે. અને તે વખતે તમામ કુંવારા અને કુંવારીઓનું એક બીજા સાથે ઉમર કે કોઈ જાતનું પ્રમાણ જોયાં વિના લગ્નનું ચોકઠું બેસાડી દેવામાં આવે છે. તીર્થ સ્થાનોમાં બ્રાહ્મણો કુળવાન ગણાવાને લીધે કન્યાવાળા પાસેથી દ્રવ્યાદિ લઇ લગ્ન કરાવી દઇ કુંવારી કન્યાઓની જીંદગી ખરાબ કરે છે. વણીક જ્ઞાતીમાં પણ કુળવાનપણાને લીધે છોકરાં જન્મતાંજ સગાઈ કરાય છે. તેથી ઘણું કરી કજોડાં થાય છે. કેટલીક જ્ઞાતીમાં કન્યાઓની અછતને લીધે તેમ બીજા કારણોથી કન્યાવિક્રય થાય છે. પૈસાના લોભથી બાળલગ્નના ઘણા ભોગ થાય છે. વૃદ્ધ વર અને બાળ કન્યાના હૃદયભેદક દશ્યો કેટલીક વખતે કંપાવનારા થાય છે તો તે સ્થિતિમાં ભોગવનારની શી દશા ? જ્ઞાતીમાં સાટાનો પણ રીવાજ છે. ને તેમાં વર કન્યાનાં ઉમર, ગુણ, સ્વભાવ, કુળ વગેરેની અનુકૂળતા જોવાતી નથી તેથી પણ જીવન નકામા જેવાં થાય છે. વરવાળા પાસેથી દાગીના લેવામાં આવે છે. તેને પલ્લુ કહે છે. અને તે પર કન્યાનોજ હક હોય છે. એ ઉપરાંત કેટલીક વખત રોકડ રૂપીઆ પણ દાપા તરીકે કન્યાના રક્ષણ માટે લેવામાં આવે છે. તે પૈસાને કન્યાના નામથી જ્ઞાતીના કોઈ સદ્ગૃહસ્થને ઘેર મુકાવે છે. હવે કન્યાવાળા વરવાળાને પેહરામણીમાં સંસાર ઉપયોગી વસ્તુઓ, કપડાં કે દાગીના વગેરે આપે છે. એ ઉપરાંત લગ્નનો વિધિ પોતપોતાના રીવાજ મુજબ દરેક જિલ્લામાં થોડા ઘણાં ફેરફાર સાથે થતા જોવામાં આવે છે.

## ૫. સીમંત, સુવાવડ ને નામકરણ.

સીમંતવાળી સ્ત્રીનો ખોળો સાતમે કે નવમે મહિને સાસરાવાળા ભરે છે. તે દિવસે નાત જાતવાળાને જમણ આપે છે. સ્ત્રીને કપડાં તથા

એકાદ દાગીનો કરે છે. તેમજ માબાપ ઘેરથી કન્યાને જમાઇને, તથા તેમના નજીકના સગાંસંબંધીઓને શકિત મુજબ એકાદ દાગીનો કે કપડાં આપવાનો રીવાજ છે.

પહેલી સુવાવડ ઘણું કરી માતાને ઘેર થાય છે. સુવાવડ સંબંધે ગામડાંની તેમજ શહેરની બ્હેનોમાંની રીતભાત સાદી સહેલી અને ટુંકી હોય છે. ૧॥ માસ સુધી સુવાવડીની તેમજ બાળકની યોગ્ય સંભાળ રાખે છે. ૪૦ દિવસ પછી સારો દિવસ જોઈ બન્નેને સ્નાન કરાવી પવિત્ર થયા એવી તેમની માન્યતા છે. ઘણું કરી બાળકને તો પહેલે દિવસથીજ સગાંસંબંધીઓ માથી જુદો રાખે છે.

નામકરણનો રીવાજ સર્વે ઠેકાણે સરખો નથી. કોઈ કોઈ બ્હેનો બાળક જ્યારે ૭ સાત માસનું થાય છે ત્યારે જોશીને પુછી રાશીપરથી જે અક્ષર નિકળે તે અક્ષરવાળું ઇચ્છા મુજબ નામ પસંદ કરી બાળકની ફોઈ અગર પાંચ સુવાસણ સ્ત્રીઓ મળી જે નામ પાડવું હોય તે તેના કાનમાં ફુકે છે.પારણામાં સુવાડી ગીત ગાય છે. આવેલી બ્હેનો તથા બાળકોને ગોળ, કોપરૂં, પુંઆ, સાકર કે પેંડા વગેરે આપે છે. આ વખતે કોઈ કોઇ બ્હેનો બાળકને માટે ઝબલું, ટોપી કે રમકડાં વગેરે લાવે છે. અને કોઈ કોઇ દસ દિવસમાં મળવા આવે છે, ત્યારે લાવે છે.

૬. આમન્યા.

ગુજરાતમાં કોઈ કોઈ જિલ્લામાં અને તેમાં વળી ખાસ કોઈ કોઇ જ્ઞાતિમાં કોઈ મોટું માણસ કે અજાણ્યા પુરુષ આવે તો તેની લાજ કાઢવાની રીત છે. પણ આ રીતને ખાસ મર્યાદાવાળી રીત ન કહેવાય. કારણ ખાલી નામની લાજ કાઢે છે. બોલવા ચાલવામાં કે વહેવારમાં કોઈ કોઇ કુટુંબમાં તો ઉઘાડે છોગે ગમે તેવું વિવેક છોડી બોલવામાં બાકી રાખતા નથી.

## ૭. વ્રત, ઉપવાસ.

ઉપર કહીજ ગયાં છીએ કે ગુજરાતી બ્હેનો ધર્મિષ્ટ હોય છે. તેઓ અગ્યારસ, ચોથ, નાગપાંચમ, શીવરાત્રિ, ગોકળઆઠમ, નવરાત્રી, ચોમાસામાંના વગેરે અનેક ઉપવાસ તથા વ્રતો કરે છે. વિશેષ વિધવા બ્હેનો વધારે કષ્ટવાળા કરે છે. તથા તેનું ઉદ્યાપન પણ કરે છે. ખાસ આશ્ચર્ય માનવા જેવી વાત તો આ પ્રમાણે છે; ગુજરાતમાં તથા હિંદના દરેક ભાગમાં જૈન પ્રજા થોડા ઘણા પ્રમાણથી; વસે છે તેઓ બ્હેનો તે તે દેશના રીવાજ મુજબ બોલવું, પહેરવુ તથા ખાવું વગેરે રાખે છે. પણ વ્રત, ઉપવાસમાં તો સર્વે ઠેકાણે ઘણું કરી એકજ નિયમ જોવામાં આવે છે. જૈન બ્હેનોના ઘણા ખરા તહેવાર ઉપવાસનાજ હોય છે. તેઓમાં નાનાથી તે છેક મોટા સુધી શક્તિ મુજબ ૧ થી ૪૦ દિવસ સુધીના નિર્જળ ઉપવાસ કરે છે. તેઓની નિયમ તથા વ્રતો માટેની ઘણીજ ભક્તિ હોય છે. તેથીજ પરિશ્રમકરી વ્રતો, ઉપવાસ હંમેશ કર્યા કરે છે.

## ૮. વિધવા.

ગુજરાતની વિધવા બ્હેનો કોઇ કોઈ રંગરંગનાં કપડાં તથા દાગીના પહેરે છે. પણ કોઇ કોઇ તદ્દન સાદાં કે રાતાં વસ્ત્ર પહેરે છે. ઘણી ખરી બ્હેનો ભણી ગણી નોકરી કે સમાજ સેવાનાં ઉત્તમ કામ કરે છે. અને કોઇ કોઇ ભરવા ગુંથવાનું કે કુટુંબમાં રહી તેમની સેવા કરી જીંદગીપુરી કરવાનુંજ પસંદ કરે છે. વળી જવલેજ પુનર્લગ્ન કરી સંસાર જાળાંમાં ફસાય છે. આને માટે જો કે ખાસ રીવાજ નથી, પણ ઇચ્છા થાય તો કરે છે.

## ૯. મૃત્યુ.

ગુજરાતમાં મરનાર માણસની પાછળ ઘણું કરી સર્વે ઠેકાણે બધાં એકઠાં થઈ મોટો રાગડો કાઢી રોવાનો તથા કુટવાનો ઘણો કઢંગો રીવાજ છે. એ રીવાજ હજી પણ કેટલેક ઠેકાણે લગભગ ૧ વરસ સુધી પાળવામાં આવે છે.

એ ઉપરાંત મરનારનો દહાડો પાણી પણ રીતરિવાજના બંધન મુજબ પૈસો હોય કે ન હોય તોપણ કરજ કાઢીને કરવાંજ પડે છે. આ બંને રીતો ગરીબ વર્ગ માટે જુલમની ગણાય. ઘણા વિદ્વાનો લેખ લખી, ભાષણો કરી સમાજના કાન ઉઘાડે છે. પણ ફરી પોથીમાંનાં રીંગણાં પોથીમાંજ.

## ૧૦. વિવિધ.

૧. ગામડાંની સ્ત્રીઓ ઘરસંસારનું તમામ કામ પોતે કરે છે. તેમના પહેરવેશમાં ટાપટીપ તથા ફૅશન વગેરે કાંઇજ હોતું નથી. દરેક કામ હાથે કરે છે તેથી પોતે શરીરે મજબુત રહી. પ્રજા પણ બળવાન નીપજાવે છે, અને ઘરસંસારનું તેમ વર તથા બાળબચ્ચાનું પણ બધું કામ કરે છે.

શહેરવાસી બ્હેનો ઘણું કરી શક્તિ હોય તો દરેક કામ નોકર પાસેથી કરાવે છે. તેઓનું ખાવું પીવુ તથા ઘરસંસારની ટાપટીપ વખાણવા જેવી હોય છે. પણ પોતે ઉત્તમ ખોરાખ ખાઈપીઈ આખો દિવસ બોલવા ચાલવામાં, લખવા વાંચવામાં કે પલંગપર આળોટવામાં જાય છે. તેથી ખાધેલો ઉત્તમ ખોરાક પચતો નથી. શરીર અશક્ત થાય છે. ડૉકટરની દવા તો બારેમાસ ઘરમાં વાસ કરે છે. પ્રજા પણ તેમના જેવીજ નાજુક ને રોગી થાય છે. આવી સ્ત્રી જેને મળી હોય તેના બિચારાના પુરા ભોગ. પતિસેવા બાજુપર રહી પણ પેહલાં પત્ની સેવાજ કરવી પડે. આ બધું નુકસાન શરીર શ્રમનો કંટાળો હોવાથી ભોગવવું પડે છે.

૨. ગુજરાતી બ્હેનો રોજની તથા વાર તહેવારની રસોઇ સારી રીતે કરી જાણે છે. પાપડ તથા જુદી જુદી જાતનાં અથાણાં બનાવવાની તેમની રીત ઘણી વખાણવા લાયક હોય છે. ખાસ સુરત તરફની બ્હેનો રસોઇની બાબતમાં વધારે કુશળ ગણાય છે. તેઓની વાર તહેવારની તથા ન્યાતની રસોઇ ઘણી જોવા લાયક હોય છે. તેથીજ કહેવત ચાલે છે કે

"સુરતનું જમણ અને કાશીનું મરણ." બીજી કહેવત "જરૂર ગ્નાતમાં જમવા જઈએ, જમણ આવાં નથી નીરખ્યાં રે."

૩. ગુજરાતમાં જમવા બેસાડવાની તથા પીરસવાની બન્ને રીતો બીજી પ્રજાને કંટાળો ઉપજાવે એવી છે. જમનાર માણસની થાળીમાં પીરસનાર ભાઇ કે બ્હેનો એટલું બધું વધારે પડતું પીરસે છે કે ખાનાર માણસ ઘણું કરી દરેક પદાર્થ પેટ ભરીને જમ્યા ઉપરાંત છાંડયા વગર ઉઠતો નથી. આ બાબતમાં મહારાષ્ટ્રીય બ્હેનોની રીત ધ્યાનમાં રાખવા જેવી છે. તે એ કે ખાસ કરી જમનાર માણસની ઇચ્છા જેટલુંજ પીરસવામાં આવે છે.

બીજી વાત ગુજરાતમાં જ્યારે ગ્નાત જમાડવામાં આવે છે ત્યારે તો જમવા બેસવાનું ઠેકાણું એવું વિચિત્ર તથા ગંદું હોય છે કે જેને ટેવ નથી તેને ત્યાં ઉભું રહેવું પણ ફાવે નહિ. ખાસ કરીને રસ્તામાં કે ગલ્લીમાં જમવા બેસાડે છે. અને પાછળથી જ્યારે ભાત પીરસે છે ત્યારે ઘણી વખતે ગ્નાતમાં ભીખારીઓ આવી એઠવાડને અડે છે.

૪. ગામડાંની બ્હેનો સ્નાનકરવાનો તથા કપડાં ધોવાનો વિધિ રોજ નિયમિત નહિં કરતાં ગમે તે દિવસે અને ગમે ત્યારે કરે છે.

૫. ગુજરાતના સુરત, અમદાવાદ, કાઠીયાવાડ, કચ્છ વગેરે ભાગોની સ્ત્રીઓનો જનસ્વભાવ આપણા ગુજરાતના શિષ્ટ કવિ શ્રી—ન્હાનાલાલ દલપતરામ કવિએ એક ગરબીમાં બહુ સારો ચીતર્યો છે.

"આવો આવોને સખીઓ આજ રસતાળી પાડી"

"હરિણી શી ચંચળવાન નાજુકને નમણી."

# મહારાષ્ટ્રની સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણને સ્વભાવ.

ગુજરાતની દક્ષિણે મહારાષ્ટ્ર દેશ આવેલો છે તેને દક્ષણ કે દખ્ખણ પણ કહેવામાં આવે છે. દક્ષણી લોકોનો રંગ કાળો તથા ઘઉંવર્ણો છે. આંખો તેજસ્વી, શરીરે મજબુત, સ્વભાવે ખુલ્લા દીલના, બોલવા ચાલવામાં સીધા, રહેણી કરણીમાં સાદા, ગંભીરતાવાળા, પરિશ્રમ કરવાવાળા, વિદ્વાન અને ટાપટીપવાળા છે. પણ બીજી રીતે જોતાં સ્વભાવે ગરમ મીજાજના છે. તેમની ભાષા મરાઠી છે, તે સાંભળનારને હિન્દી કે ગુજરાતી જેટલી મીઠાશવાળી લાગતી નથી.

## ૨. શિક્ષણ.

દિવસે દિવસે દક્ષણી લોકોનું પગલું વિદ્વત્તામાં આગળ પડતું જાય છે. સ્ત્રીપુરૂષો બંને દરેક જાતની વિદ્યામાં ભાગ લેનારા છે. તેઓ ભણી નોકરી કરવાનું વધારે પસંદ કરે છે. વેપાર ધંધામાં વિશેષ ભાગ લેતા નથી. નિયમિત નોકરી કરી રહેલો સમય નજીવી બાબતોમાં કે વાતો ચીતોમાં ગુમાવે છે. ઉદ્યોગ ધંધો કરી વિશેષ દ્રવ્ય મેળવવાની દરકાર રાખતા નથી તેથીજ કમાણીટુંકી અને રીતરીવાજ સાદાં છે:

## ૩. શૃંગાર.

દક્ષણી બ્હેનોનો પહેરવેશ સાદો, મજબુત અને દેખાવડો હોય છે, તેમજ દાગીના પણ સાદા, મજબુત અને કિંમતી હોય છે. દક્ષિણમાં ઘણા ખરા જીલ્લામાં સ્ત્રીઓ માથું ઢાંકે છે પણ ખાસ પુના મુંબઈ તથા કોકણ તરફની બ્હેનો બ્હાર જતી વખતે માથું ઢાંકતી નથી. સવારે ઉઠી દાતણપાણી કરી નિયમિત રીતે માથું ઓળી, વેણી કે અંબોડો વાળવાનો નિયમિત રીવાજ દક્ષણ જેવો બીજા કોઇ પણ દેશમાં જોવામાં

આવતો નથી. સધવા કે કુમારી સ્ત્રી કપાળે ચાંદલો કર્યા વગર બીજું કોઇ પણ કામ હાથમાં લેતી નથી. જુના જમાનાની સ્ત્રીઓ હાથમાં, ગળામાં, નાકમાં, માથામાં, પગમાં તથા કાનમાં ઘણી જાતના દાગીના પહેરવામાં ભૂષણ સમજે છે. રંગ બેરંગી સોળ કે અઢાર હાથની સાડી તથા ગાંઠવાળી ચોળી પહેરે છે. કોઈ કોઈ સ્ત્રીઓ બહાર જતી વખતે ઓઢવા માટે શાલ તથા પગમાં દક્ષણિ દેશી જોડાનો ઉપયોગ કરે છે.

૪. લગ્ન.

દક્ષણી લોકોમાં પુત્રનાં સત્તર વરસ પછી અને પુત્રીનાં બાર વરસ પછી લગ્ન કરવાનો ચાલ છે, હાલમાં ઘણા ભાઈ બ્હેનો વિદ્યાનો લાભ લેનારા હોવાથી બન્નેનો લગ્નનો ટાઇમ નિયમિત રહ્યો નથી. છોકરા ૨૦, ૨૫ કે ૩૦ વરસ સુધી અને છોકરી ૧૫, ૨૦ કે ૨૫ વરસ સુધી કુમારી રહી શકે છે.

ઘણે ખરે ઠેકાણે જન્મોત્રી જોવાનું જબરૂં તોફાન હોય છે. તેથી કેટલીક વખતે વિદ્વાન, ધનવાન તથા ઇચ્છિત વર છોડી ગમે તેની સાથે નિરપરાધી કન્યાને પરણાવે છે. તેનું કારણ એ કે આ વરની સાથે બધી રીતે જન્મોત્રી મળતી આવી હોય છે. આખરે પરિણામ એ જણાય છે કે કેટલીક બ્હેનો એક બેજ વરસમાં વિધવા થાય છે. કેટલીક જન્મ સુધી માનસિક દુઃખોથી પીડાય છે. આને લગ્ન કે પૂર્વ ભવનું વેર વાળવું કહેવાય ?

બીજી પ્રજાનાં લગ્ન કરતાં દક્ષણી લોકોના લગ્નમાં ધાર્મિક વિધિ સિવાય લેવા દેવાની તથા ખાવાપીવાની બાબતમાં નજીવી હદ ઉપરાંત કડાકુટ છે- એ કડાકુટથી કન્યાવાળા પૈસે તથા શરીરે કાયર થઇ જાય છે કન્યાનો પૈસો કે પલ્લું લેવાનો રીવાજ નથી. ઉલટું જમાઇને તેની મરજી મુજબ તથા પોતાની શક્તિ મુજબ ૧૦૦, ૫૦૦ કે ૫૦૦૦ સુધી રૂપીયા આપવામાં આવે છે તેને દક્ષણમા હુંડા કહે છે.

દક્ષણમાં ઘણાં ખરા માબાપો કન્યાને તેનાથી બમણી અઢીગણી કે ત્રણગણી ઉમરવાળા વર સાથે પરણાવી દે છે. તે માટે વિશેષ વિચાર કરતાં નથી તેથીજ બીજા દેશો કરતા વિધવાની સંખ્યા દક્ષિણમાં વિશેષ છે

લગ્નમાં જ્ઞાત જમાડવાનો તથા લગ્નનો ખરચ કેટલો કરવો તે કરનારની મરજી મુજબ છે. મારવાડી કે ગુજરાતી લોકોની પેઠે કોઇ જાતનું બંધન નથી.

લગ્નની ધામધુમ ઇચ્છા તથા શક્તિ મુજબ એકથી આઠ દિવસ સુધી ચાલે છે. કન્યાવાળા વરને વાજતે ગાજતે પોતાને ઘેર લઈ આવે છે, બન્નેને સામસામા પાટલાપર બેસાડે છે. બન્ને વચ્ચે પીળા રંગનું અન્તરપટ પકડી, નિયમિત રીતે, મંગલાષ્ટકો બોલી અંતરપટ ખુલ્લું કરવામાં આવે છે. વરકન્યાના માથાંપર કંકુથી રંગેલા ચોખા નાંખે છે. ને વાજાં વગડાવે છે. એટલે લગ્ન થયું એવું મનાય છે. પાછળથી કેટલોક હોમહવનાદિ વિગેરે ધર્મવિધિ થાય છે. તેજ દિવસે રાત્રે કે બીજે દિવસે વરવાળા કન્યાને કપડાં તથા દાગીના પહેરાવી, વાજતે ગાજતે વરને ઘેર લઈ જાય છે, ત્યાં બન્ને જણા લક્ષ્મીનું પૂજન કરે છે. કન્યાનું નામ તેના વરને નાંમે શોભે એવું રાખે છે. જેમ કે વરનું નામ રામ હોય તો કન્યાનું નામ સીતા રાખે છે. પછી તેના નામ પાડવા વિષેની સગાં સંબંધીઓમાં સાકર વહેંચવામાં આવે છે. એવી રીતે લગ્નનો વિધિ પુરો કરે છે.

### ૫. સીમંત, સુવાવડ ને નામકરણ.

દક્ષિણી બ્હેનોમાં ખોળો ભરવાનો ચાલ સાસરે તથા પીયરમાં બન્ને તરફ છે. સાતમે કે નવમે માસે ભરે છે. એ ઉપરાંત બીજા પણ કેટલાક નાના ખોળા ભરણ થાય છે જેમ કે અજવાળી રાતનું બગીચામાં જમાડવાનું, હિંડોળા પરનું-વગેરે; તે દરેક વખતે શક્તિ મુજબ બંન્ને તરફના નવાં કપડાં કરે છે. ખોળા ભરવાનું ઘરનું પત્યા પછી સીમંત-

વાળી સ્ત્રીને સગાંસંબંધી પોતપોતાને ઘેર પૃથક પૃથક જમવા બોલાવે છે. જમાડીને ઘણું કરી લીલા રંગની ચોળી આપે છે. પહેલી સુસાવડ ઘણું કરી પીયરમાં થાય છે. પણ કાંઇ અડચણ હોય તો સાસરે પણ થાય છે. બાળક જન્મ્યા પછી દશ દિવસ સુધી તેની માવજત કરનાર સિવાય કોઇ તેને અડતું નથી. અગીયારમે દિવસે સ્નાન કરાવ્યા પછી ઘરની તથા બહારની સ્ત્રીઓ તેની પાસે આવી વાતચીત કરે છે. તેને અડવા કરવામાં વિશેષ બાધ ગણતા નથી. દોઢ માસ સુધી તેની માવજત થાય છે.

ઘણું કરી બારમે દિવસે નામ પાડવામાં આવે છે. પુત્ર હોય તો વિશેષ ધામધુમ કરે છે. તે દિવસે સગાંસંબંધીઓને જમવા બોલાવે છે. જોશીને પૂછીને જે નામ આવતું હોય તથા સારૂં લાગતું હોય તે સ્ત્રીઓ ગીત ગાઇ પારણામાં સુવાડીને પાડે છે. સાસરાવાળા તથા પીયરવાળા ગજા પ્રમાણે સ્ત્રીને તથા બાળકને કપડાંલત્તાં કરે છે. આવનાર સગાં-સંબંધીઓ પણ બન્ને માટે કાંઇ કપડાં વગેરે લાવે છે. નામ પાડ્યા પછી પુત્ર હોય તો સગાંસંબંધીઓમાં પેંડા અને પુત્રી હોય તો સાકર વહેંચે છે. હોંસીલા તથા પૈસાદાર હોય તો નજીકના સંબંધી તથા નોકર ચાકરને પણ કપડાં કે ઇનામ આપે છે.

## ૬. આમન્યા.

દક્ષણી બ્હેનોમાં લાજ કાઢવાની રીત નથી. કોઇ અજાણ્યું કે મોટું માણસ આવે તો તેની સાથે વિનયથી વાતચિત કરી યોગ્ય આદર સત્કાર કરે છે. ઘરમાંનું કોઇ મોટું માણસ ( સાસરો, સાસુ જેવું) સહેજ આવતાં જતાં તેમના માનમાં ઉઠીને ઉભી થાય છે બોલવા ચાલવાનો રીવાજ ખુલ્લો છે છતાં પણ, પડદાવાળી સ્ત્રીઓ કરતાં શિયળવ્રત પાળવામાં વધારે કાળજી રાખે છે.

## ૭. વ્રત ઉપવાસ તથા સોળું.

દક્ષણી બ્હેનોમાં વ્રતઉપવાસ તથા સોળાનું ઘણું ખરૂં તોફાન છે. તેમાં ભણેલી સ્ત્રીઓ આવું તોફાન ઓછું કરે છે. વિશેષમાં જે બાળવિધવા.

હોય છે અને વૈરાગ્યમય જીવન ગાળનારી હોય છે, તે પોતાની જીંદગીનું સાર્થક વ્રતઉપવાસ કરવામાંજ માને છે.

પોતાની સ્થિતિને લાયક થોડાં ઘણાં તો તે યોગ્ય ગણાય. પણ હદ ઉપરાંત કરી અશક્ત બની તેના ખર્ચનો બોજો સર્ગાપર મૂકી આનંદ માને છે. પણ એમ નથી સમજતા કે એમ કરવાથી તો ઉલટું અમારૂં જીવનજ બીજાને ભારરૂપ થઈ પડે છે. જો શરીરે નિરોગી રહીને કુટુંબની પ્રેમથી સેવા કરીશું તો તેમને વધારે સારા લાગીશું એ વાતને અમારા ગોર લોકો ઘણું ઉત્તેજન આપી સ્ત્રીઓને ઘડી ઘડી સમજાવે છે "તમારે આ વ્રત કરવુંજ જોઇએ." "અને તેનું ઉદ્યાપન આટલો ખર્ચ કરી કરવુંજ જોઇએ." એ ઉપરાંત પોતાની સાથે ઘરની સધવા સ્ત્રીઓને તથા નાનાં બાળકોને પણ એવાજ ઉપવાસો કરવા માટે આગ્રહ કરે છે. ખરૂં જોતાં સધવા સ્ત્રીઓને વિધવા જેટલા ઉપવાસ કે વ્રત કરાવવાની વિશેષ જરૂર નથી. કેટલીક સધવા બ્હેનો જરૂર વગરના કઢંગા વ્રત ઉપવાસ કરી જીંદગી સુધી રોગી થાય છે, પોતાની પ્રજા પણ રોગી કરે છે અને બિચારા પતિને પણ શરીરથી તથા પૈસાથી દુઃખી કરે છે. તેમજ આભડ છેટ કે સોળું શા માટે કરવું જોઇએ, ક્યાં કરવું જોઇએ, તેનો તો અર્થ કોણ જાણે કોઈ સમજે છે કે નહિ ? દેશકાલ પરિસ્થિતિ મુજબ થોડું ઘણું કર્યું હોય તો સુખકારી ગણાય. પણ ઘણાં ખરાં કુટુંબમાં ખાસ એવીજ માન્યતા છે, કે જેમ સોળું નિયમવ્રત વગેરે વધારે કરીશું તેમ સંતતિ તથા સંપત્તિનો વધારો થાય છે. જે વિદ્વાન્ પરદેશ ફરી ઘણી જાતનાં સંકટો વેઠી આવેલા હોય છે તેઓના ઘરમાં ઉપલી બધી વાતોનું ઘણું રૂપાંતર થયેલું જોવામાં આવે છે, તેઓ સોળાનો અર્થ સ્વચ્છતા કરે છે. વ્રતઉપવાસ જરૂર કરતાં વિશેષ ઘરમાં કરવા દેતા નથી અને બાળ વિધવાઓને ભણાવી ગણાવી ઉદ્યોગ ધંધામાં નાખી તેમનું જીવન સુધારે છે.

## ૮. મૃત્યુ.

મરનાર માણસને બાળે છે. તેનું સુતક પાળે છે. ધર્મવિધિ પ્રમાણે યોગ્ય ઉત્તરક્રિયા કરે છે. સગાં સમ્બન્ધી મળવા આવે છે. દુઃખી ભાઇને બ્હેનોને દીલાસો આપી પોતે મરનાર માટે તેના સદ્‌ગુણોનું વર્ણન કરી પોતપોતાને ઘેર જાય છે.

## ૯, વિવિધ.

મહારાષ્ટ્રી પ્રજાનુ વિદ્વત્તામાં પગલું આગળ છે. ઘરસંસારી બાબતોમાં યોગ્ય સુધારો કરે છે. પણ નવાઈની વાત એ છે કે હજુ સુધી કોઈ ભાઈ બ્હેનોએ પોતાની પુત્રી માટે પૈસાટકાની બાબતમાં કાંઈ પણ રકમ તેના નામથી જુદી રાખી હોય એવું જણાતું નથી. જમાઈ વિદ્વાન તથા ધનવાન મેળવવા માટે ગમે તેટલા પૈસા ખર્ચેછે તેમજ સાસરાવાળા પણ શક્તિ હોય તો જોઇએ એટલું ખર્ચ કરે છે. દાગીના વિગેરે પહેરાવે છે, પણ તેના ઉપર ગરીબ બિચારી કન્યાનો જરા પણ અધિકાર હોતો નથી. જો જમાઈ સારો કમાય તેવો નીકળે તોજ તે બિચારી સુખી થાય છે. નહિ તો તેનામાં પાંચ રૂપીયા ખર્ચ કરવા જેટલી પણ શકિત હોતી નથી. હવે બાપની માન્યતા એવી હોય છે કે પુત્રીને પરણાવી એટલે તેના સંબંધી કર્તવ્ય પુરૂં થયું. વરસમાં એકાદ બે વખત તેડાવી મહિનો માસ રાખી ઇચ્છા હોય તો શકિત મુજબ પાંચ દશના કપડાં કરાવી તેને ઘેર મોકલે છે. એ સિવાય વિશેષ કાંઈજ કરતા નથી. તેથી મહારાષ્ટ્રી કન્યાઓની હાલત વિશેષ સારી ગણાય નહિ.

હાલમાં કન્યાકેળવણીનો પ્રચાર વધારે થવા લાગ્યો છે, માટે કદાચ ભવિષ્યમાં સ્ત્રીઓ કાંઈક સુખી થશે એમ કહી શકાશે બીજું મહારાષ્ટ્રી પ્રજા હિંદના દરેક ભાગમાં તેમજ પરદેશમાં પણ જુદે જુદે ઠેકાણે નોકરીને અંગે વસેલી છે. તેથી કન્યાની આપ લે ગમે તે ભાગમાં વસતા કોઇપણ મહારષ્ટ્રીસાથે કરે છે. જેમ કે દક્ષણની

કન્યા મદ્રાસ, કલકત્તા, લાહોર, એડન વગેરે જગ્યાપર આપીકે લઈ શકાય છે. તેથી કન્યાને સાસરે જતા શરુઆતના દિવસો ઘણા ત્રાસદાયક નીપજે છે. ત્રીજું કન્યા પરણી કે તુરત તેને સાસરે રહેવા મોકલે છે. એ રીત કન્યાના હિતમાં શારીરિક તથા માનસિક રીતે હાનિ કરે છે. કન્યા મોટી અને સમજદાર હોય તો ઠીક છે. પણ જ્યાં કન્યા નાની હોય ત્યાં ઉપરની રીત યોગ્ય ગણાય નહિ.

દક્ષણી બ્હેનો દરેક જાતનું કામ પોતાના હાથે કરે છે. ઘર ગોઠવણીમાં, રસોઈ તથા પીરસવામાં, પતિસેવામાં, બાલસંગોપનમાં, શીવણ ગુંથણ વિગેરેમાં પ્રવિણ હોય છે. તેઓ નવરાશનો વખત અનેક જાતના ઉદ્યોગમાં ગાળે છે. ઉપર બતાવેલાં કામ કરવામાં જુના જમાનાની સ્ત્રીઓ તથા ભાઈઓ ભૂષણ માને છે. પણ નવા જમાનાના પુરૂષો તથા સ્ત્રીઓ ઉલટું સમજે છે. છેવટે ભણી ગણી માનસિક શ્રમ કરી આનંદ માને છે. પણ શરીરશ્રમ ન હોવાથી શરીરે નબળાં રહે છે.

## ૧૦. ભોજન.

મહારાષ્ટ્રમાં પણ પેંડા બરફી કે બાસુદી સિવાય બજારની ચીજ ખાવાનો રીવાજ નથી. પણ હાલના કેટલાક સુધરેલા વિચારના ભાઈ બ્હેનો ખાઈ શકે છે, એજ મુજબ હિન્દના દરેક ભાગમાં ખાવાપીવાના બે મત જોવામાં આવે છે.

મહારાષ્ટ્રી પ્રજા હિંદના જુદા જુદા ભાગમાં ઓછાવધતા પ્રમાણથી વાસ કરે છે. તેઓનો ખોરાક તે તે દેશના હવા પાણી મુજબ હોય છે. પણ ખાસ મહારાષ્ટ્રમાં રહેતી બ્હેનોની રોજની તથા વાર તહેવારની રસોઇ આ પ્રમાણે બપોરની રસોઈ મોળી દાળ, ભાત, જાર કે બાજરીના રોટલા, કોઇ કોઇ ઠેકાણે ઘઉંની રોટલી, એક બે શાક, ચટણી, રાયતું, અથાણું, આમટી, અને છેવટે ભાત સાથે છાસ ખાવાનો રીવાજ છે. ચોખા ખાવાનો રીવાજ આખા મહારાષ્ટ્રમાં વધારે છે. ભોજનની

શરૂઆતમાં પ્રથમ ભાત, વળી ભોજનની મધ્યમાં ભાત અને છેવટે પણ ભાત લેવાનો રીવાજ છે. રોટલા કે રોટલીનો વપરાસ બહુ થોડો અથવા કોઈ કોઇ ઘેર નહિ જેવોજ હોય છે. સાંજે તીખીદાળ, ભાત, શાક ચટણી, અથાણું અને દુધ કે છાસનો ઉપયોગ થાય છે. મહારાષ્ટ્રમાં પીરસવાની, જમવા બેસવાની તથા રસોઇની વ્યવસ્થા હિન્દના બીજા ભાગ કરતાં વિશેષ વખાણવા લાયક હોય છે. તેમનું ભોજન કરવાનું સ્થાન સ્વચ્છ તથા શાંત હોય છે. ખાસ કરી વાર તહેવારે કે લગ્નમાં જમનાર તથા પીરસનારનો દેખાવ જોવા જેવો હોય છે. જમનારને માટે હારબંધ પાટલા, તેની સામે રંગના સાથીઆ, સુવાસિક અગરબત્તી અને સાથીઆની વચમાં કેળનાંપાન મૂકવામાં આવે છે. જમનારના ડાબા હાથ તરફ ચટણી રાયતાં વગેરે અને જમણા હાથ તરફ કોરાં તથા પાતળાં શાક. વચમાં ભાત, ભાતની ઉપલી બાજુપર પાતળી ચીજનો વાટકો મૂકવામાં આવે છે. લગ્નમાં તો ખાસ કરીને જમતી વખતે સુંદર અને મીઠા રાગ રાગણિઓ વાજીંત્રોદ્વારા વગાડવામાં આવે છે. પીરસવાનું કામ ઘણું કરી સધવા બ્હેનો કરે છે. તેઓ બ્હેનો ખાસ કરી પીરસવા માટે શોભીતા તથા સ્વચ્છ કપડાં પહેરે છે. એ ઉપરાંત દાગીના હોય તો તે પણ થોડાં ઘણાં પહેરે છે. પીરસવાનું કામ પણ ઘણી ચાલાકી તથા હુંશિઆરીથી કરે છે. જમનાર કોઈ બનાવેલી દરેક વાનીઓથી રહી ન જાય, અને પીરસેલો ખોરાખ વધારે પડે નહિ, તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. જેમ બને તેમ ભોજન વખતે સર્વ જાતનો આનન્દ જમનારને મળે એવી ગોઠવણ કરવામાં આવે છે.

પકવાન કરતાં તીખાં પદાર્થ ખાવાનો વિશેષ રીવાજ છે. પકવાન્ન પણ અનેક જાતનાં થાય છે. જેમ કે ઘણી જાતના લાડવા, ઘણી જાતની રોટલી ને ઘણી જાતના ભાત એ સિવાય જલેબી, બાસુદી :શીરો, ઘેમર સીખંડ વગેરે.

# મદ્રાસની સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણ ને સ્વભાવ.

સાધારણ રીતે મદ્રાસી લોકો રંગે કાળા છે. તેમાં કેટલાક ભાગની સ્ત્રીઓ રૂપાળી જોવામાં આવે છે. જેમ કે કુંભકોણ, તંજાવર વગેરે મદ્રાસી લોકો શરીરે બળવાન તથા સ્થૂલ જોવામાં આવે છે. જુની ઢબના પુરુષો મોટી મોટી ચોટલી રાખે છે. કાનમાં કુંડલ પહેરે છે. માથે ફેંટો બાંધે છે તથા કેટલાક કાછડા વગરનું ધોતીયું પહેરે છે. નવા જમાનાના મરદો વાળ રાખે છે. મુછો કાઢી નાંખે છે. માથે ફેંટો કે ટોપી પહેરે છે અને ધોતીયાને બદલે પાટલુન પહેરે છે.

મદ્રાસીઓ ગુજરાતી ભાઇઓની માફક બોલવા ચાલવામાં પ્રેમાળ તથા બીજાઓની સાથે બહુ હળી મળીને ચાલનારા નથી. તેમની ભાષા કઠોરતા ભરેલી માલમ પડે છે. તેઓ સ્વજાતના માણસો સાથે સંપીલા, પ્રેમાળ તથા ઉદાર છે. તેઓ બુદ્ધિના તેજ હોય છે. પોતાના રીતરીવાજનાં બંધનો માટે બીજી પ્રજા કરતાં વધારે પ્રેમ રાખે છે. તેઓ નોકરી ચાકરી સારી કરી જાણે છે, પણ આભડ છેટ કે સોળાનું તોફાન ઘણું જોરાવર હોવાથી સગાં સિવાય બીજાને રસોડામાં જમવા લઇ જતા નથી. બેસવા ઉઠવાની જગ્યામાં જુદા બેસાડે છે. ઘણા મદ્રાસીઓની વિચાર શક્તિ સાંકડી છે, તેથી મદ્રાસી બ્રાહ્મણ અન્ય દેશના બ્રાહ્મણસાથે દૂરથીજ વ્યવહાર રાખે છે. મદ્રાસી ભાઇઓ ગુજરાતી કે મારવાડીના પેઠે શ્રીમાન હોતા નથી. તેથી જરા સ્વાર્થી ને કરકસરવાળા જોવામાં આવે છે.

## ૨. શિક્ષણ.

મદ્રાસી લોકોમાં ઉંચી કોમના સ્ત્રીપુરુષો બન્ને ભણે છે. તેઓમાં સ્ત્રીપુરુષો ઘણા વિદ્વાન્ છે. મદ્રાસ ઈલાકામાં તંજાવર અને કુંભકોણ ના

જે રહેનારાઓ છે તે વિદ્વત્તામાં ઘણા પ્રખ્યાત છે. મદ્રાસી લોકોનો સંસ્કૃતના ઉપર ઘણો સારો કાબુ હોય છે. તેઓ ભણી ગણી સરકારી નોકરી કરવાનું વધારે પસંદ કરે છે. તેમજ સ્ત્રીઓ પણ ભણી ગણી નિશાળ ખાતામાં નોકરી કરે છે. ઉંચી કોમની સ્ત્રીઓ દાઇ કે નરસીંગનું કામ વધારે પસંદ કરતી નથી. તેથી નરસીંગનું કામ નીચલા વર્ગની સ્ત્રીઓ શીખે છે. હાલમાં ઘણી સ્ત્રીઓ સમાજનાં કામ કરે છે. જેમ કે સેવાસદનો, આશ્રમો તથા ખાનગી કલાસો ચલાવે છે.

૩. શૃંગાર.

મદ્રાસી સ્ત્રીઓ પ્રાતઃકાળમાં ઉઠી દંતધાવનાદિ કરી પ્રથમ સુંદર રીતે માથું ઓળે છે. તેઓ જુદા જુદા પ્રકારના ચોટલા વાળવામાં ઘણી કુશળ હોય છે. ચોટલાપર ફુલની માળા ગુંથી પહેરે છે. મદ્રાસી સ્ત્રીઓના વાળ લાંબા તથા કાળા હોય છે. સ્નાન કરતી વખતે સધવા સ્ત્રી મોંઢાને હળદર લગાડે છે. તેઓ હાથમાં કાચની બંગડી પહેરતાં નથી. કારણ કાચની બંગડીને અપવિત્ર માને છે. પણ તેને બદલે સોનાની બંગડીઓ કે પાટલીઓ પહેરે છે. નાકમાં ચમક પહેરે છે. ગળામાં કેટલાક દાગીના પહેરે છે. કમરમાં સોનાનો સુંદર કારીગરીવાળો કંદોરો(પટો) પહેરે છે. ચોળી તથા સાડી પોતાના દેશનીજ વાપરે છે. સાડી ઘણી કીંમતી હોય છે. સાડી પહેરવાની રીત ઘણી નવાઇ જેવી હોય છે. મદ્રાસી સ્ત્રીઓ દેશની રીત પ્રમાણે નવી નવી ફેશનો કરે છે. વિશેષમાં મૈસુરની સ્ત્રીઓ ટાપટીપની બાબતમાં વધારે કુશળ ગણાય છે.

૪. લગ્ન.

તેઓમાં હાલમાં છોકરીનાં તેમજ છોકરાનાં લગ્ન મોટી ઉમરે થાય છે. પણ આજથી પંદર વર્ષ પૂર્વે કન્યાની સગાઇ, તો કન્યા આઠ વર્ષની હોય ત્યારથી કરી રાખતા હતા, અને પાછળથી આઠ કે દશ વર્ષે કન્યા મોટી થાય ત્યારે તેનું લગ્ન કરતાં. અને છોકરાનું અઢાર કે વીશ વર્ષની ઉમર પછી કરતા. તેમનામાં કન્યાનો પૈસો લેવાની રીત નથી. કોઇ

તદ્દન ગરીબ હોય તોજ લેતા જોવામાં આવે છે. પણ ઉલટું દક્ષણ તથા બંગાળની માફક જમાઇનેજ ચાંદલો આપવો પડે છે. કોઈ તો ભણવાનો ખરચ જેટલો થયો હોય તેટલો કન્યાના બાપ પાસેથી હોકીને લે છે. બીચારો કન્યાનો બાપ પણ વિદ્વાન જમાઇ જોઈ જેટલું માગે તેટલું આપી કન્યાને પરણાવે છે. ધનવાન્ લોકો લગ્નની ધામધુમ પાંચ દિવસ સુધી કરે છે, પણ જેઓ ગરીબ હોય છે, તેઓ મંદિરમાં જઈ એકજ દિવસમાં બધું પતાવી નાંખે છે. તેમનામાં લગ્ન થયા પછી ધારાતીર્થનો વિધિ (વરકન્યાનો હસ્તમેળાપ) થાય છે તે વખતે પોતાના ઘરના જેટલા દાગીના હોય તેટલાજ કન્યાને પહેરાવે છે. બીજા માગી લાવીને પહેરાવતા નથી. કારણ કે પહેરાવેલા દાગીનાપર ફક્ત કન્યાનોજ અધિકાર હોય છે. લગ્ન થયા બાદ વરકન્યાને વરને ઘેર લઇ જઈ ઘરપ્રવેશ કરાવે છે, ત્યાર પછી કન્યા મોટી થાય ત્યાં સુધી વધારે દિવસ સાસરે રહેવા જતી નથી. વરસમાં એકાદ બે વખત થોડી મુદતને માટે જાય છે. મોટી ઉમરની થાય ત્યાર પછી; સાસરે મોકલવાની રીત ઘણી સારી, તથા કન્યાના હિતની ગણાય. બીજી જે ધારાતીર્થમાં પહેરાવેલા બધા દાગીના ઉપર કન્યાનોજ અધિકાર તે પણ રીત ઘણી ઉત્તમ છે. ફક્ત મહારાષ્ટ્રમાજ કન્યાના હિતની કોઈ પણ સારી રીત જોવામાં આવતી નથી. એ મહારાષ્ટ્રી ,વિદ્વાનોને ઘણું શરમાવા જેવું છે. તેઓ જરા પણ ભાવિષ્યનો વિચાર કરી કન્યા માટે કોઈ પણ જાતનું દ્રવ્યનું સાધન કરી રાખતા નથી. તેથીજ બીજા દેશો કરતાં મહારાષ્ટ્રી સ્ત્રીઓ ભણીગણી ઉદ્યોગધંધો કરી પોતાની જીંદગી પુરી કરે છે. મદ્રાસી કન્યાઓના હિતની બન્ને રીતો જોઈ ઘણો હર્ષ થાય છે અને તેમને કરોડો ધન્યવાદ આપવા ઘટે છે.

## ૫. ખોળાભરણ, સુવાવડ, નામકરણ.

મદ્રાસી બ્હેનોનો સીમંતનો વિધિ મહારાષ્ટ્રી બ્હેનોની પેઠે છે. ભિન્ન એટલુંજ કે મહારાષ્ટ્રમાં સ્ત્રીનો ખોળો સાતમે

કે નવમે મહિને ભરે છે અને મદ્રાસીઓમાં છઠ્ઠે કે આઠમે મહિને ભરે છે. સાતમે મહિને સ્ત્રીને કાચની લીલા રંગની બંગડી તથા માથે ફુલ પહેરવાનો નાનો સરખો સમારંભ થાય છે.

મદ્રાસી બ્હેનોની પહેલી સુવાવડ માને ઘેર થાય છે સુવાવડની રીત-ભાત મહારાષ્ટ્રીય બ્હેનોને મળતી આવે છે.

જન્મેલા બાળકનું નામ અગીયારમે દિવસે રાખે છે. છોકરો હોય તો તેના બાપનુ કે દાદાનું નામ રાખે છે. છોકરી હોય તો માનું કે દાદીનુ નામ રાખે છે. તે દિવસે સગાસંબંધીઓને જમવા બોલાવે છે પાંચ સધવા સ્ત્રીઓ બાળકને પારણામાં મુકી ગીત ગાય છે, અને તેનુ નામ પાડે છે. બાળકને તથા તેની માને સગાં તરફથી કેટલીક વસ્તુઓ ખુશી તરીકે આપવામા આવે છે. વિશેષ નવાઇ જેવી રીત એ છે કે સુવાવડ પુરી થયા પછી જ્યારે છોકરી, બાળકને લઇને સાસરે જાય છે ત્યારે તેની સાથે માબાપની શક્તિ મુજબ ઘરસંસારની દરેક જણસ આપી વિદાય કરવાની રીત છે.

૬. આમન્યા.

જૂના વિચારની મદ્રાસી સ્ત્રીઓ ચાલતા લગી ગુજરાતી સ્ત્રીઓની પેઠે બજારમાં કે દુકાનમા પોતે જઈ શકતી નથી. પણ હાલની સુધરેલી કેટલીક જાય છે. છતા વિશેષ કરીને તો નહિજ. તેઓના ઘરમા કોઈ મોટુ માણુસ આવે તો તેનુ માન સારૂં રાખે છે. ઉઠીને ઉભા થાય છે, નમસ્કાર કરે છે તથા બેસવા આપે છે. તેમનામા માથે ઓઢવાનો રીવાજ નથી તેમનો પહેરવેશ મર્યાદાવાળો છે. મદ્રાસી બ્હેનો પોતાનુ રસોડું તથા આખું ઘર સ્વચ્છ તથા ઘરની દરેક વસ્તુ સુવ્યવસ્થામા ગોઠવી રાખે છે.

૭. વ્રત-ઉપવાસ.

મદ્રાસી બ્હેનો ઘણી ધર્મિષ્ટ હોય છે. તેમનામાં ત્રણ પંથ છે. વૈષ્ણવ, સ્માર્ત તથા રામાનુજ. સૌ કરતાં વૈષ્ણવ લોકો નિયમ-વ્રતો અતિ કડક

રીતે પાળે છે. તેઓ વિષ્ણુને પૂજે છે. સ્માર્તના નિયમ સાદા ને ટુંકા છે, તેઓ શિવને પૂજે છે. અને રામાનુજ લોકોની રીતભાત વૈષ્ણવ જેવી છે.

વૈષ્ણવ લોકો સ્માર્ત સાથે રોટી કે બેટી વ્યવહાર કરતા નથી. તેમનું સોળું (એટલે કે આભડ છેટ) ઘણુંજ કઠણને વિચિત્ર છે.

૮. વૈધવ્ય.

મદ્રાસી બ્હેનો દક્ષણ દેશની પેઠે બન્ને રીતે રહી શકે છે. કેટલીક બ્હેનો થોડો સણગાર રાખે છે. કેટલીક વસ્ત્ર સીવાય બીજો કોઈ પણ સણગાર રાખતી નથી. વિધવા બ્હેનો ચાલતાં સુધી કુટુંબસેવા, વ્રત-ઉપવાસ કરી જીંદગી પૂર્ણ કરે છે.

હાલમાં કેટલીક બ્હેનો ભણી ગણી ઉદ્યોગધંધો કરે છે. પણ એવી ઘણીજ થોડી જોવામાં આવે છે. તેમનામાં પુનર્લગ્ન કરવાનો રીવાજ નથી. ભૂલે ચૂકે કોઈ કરે તો તેને નાતની બ્હાર મૂકવામાં આવે છે.

૯. મૃત્યુ.

મદ્રાસી બ્હેનો મરનાર માણસની પાછળ રોતી નથી કે કુટતી નથી. સાધારણ રીતે મનમાંને મનમાંજ રૂવે છે તથા ઉદાસ થાય છે. ગામડાંની સ્ત્રીઓ રાગડો તાણી રૂવે છે. મદ્રાસી લોકો મરનાર માણસ માટે વધારે લાગણી બતાવવી હોય તો પોતાના ખરચે દસ દિવસ સુધી મરનારને ઘેર ભાડુતી માણસો બોલાવી રોવડાવે છે.

૧૦. વિવિધ.

મદ્રાસી લોકોમાં બે બ્હેનો પરણીને જ્યારે સાસરે જાય છે ત્યારે તેઓ એક બીજાને ઘેર જમી શકતી નથી. જ્યારે માને ઘેર જાય ત્યારે જ ફરી એક બીજાના હાથનું જમે છે. એક બીજાને ત્યાં લગ્ન જેવો મંગલ પ્રસંગ હોય અને રસોઇઓ રસોઈ કરે તોજ એક બીજાને ઘેર જમે છે નહિ તો નહિ!

મદ્રાસી બ્હેનો રોજની તેમજ વારતહેવારની દરેક જાતની રસોઇ પોતે કરી જાણે છે. તેમનામાં પેંડા કે બરફી સિવાય બજારની કોઈ પણ ચીજ ખાવાનો રીવાજ નથી. વારતહેવારે ઘણાં ખરાં પકવાન ચોખાનાંજ કરે છે. રોજની રસોઇ ભાત, ચટણી, શાક, ખાટું દહીં તથા આમલીનું સાર ઓસામણ કે પચીપલસુ કરવાનો ઘણો રીવાજ છે. પચીપલસુ એટલે આમલીનો રસ કાઢી તેમાં ગોળ, મીઠું, મરચું ટોપરૂં, ધાણા, જીરૂં વગેરે નાખી તેને વધારે છે. એ રસ લગભગ કેરીના રસ જેટલો પાતળો હોય છે. તેઓ ખાટું તથા તીખું ખાનારા ઘણાજ જબરા હોય છે. સાર એટલે જેને ગુજરાતીમાં ઓસામણ કહે છે. લગભગ તેના જેવુંજ હોય છે.

જેમ આપણા ગુજરાતમાં સુરત, અમદાવાદ, કાઠીયાવાડ અને કચ્છ એ દરેક ભાગમાંની સ્ત્રીઓના રીતરીવાજ પહેરવેશ વગેરેમાં ફરક હોય છે, તેમાં પણ દરેક કોમવાર ભિન્નતા જોવામાં આવે છે; જેમ કે મેમણ ખોજા, વાઘેર, ભીલ–કોળી, દુબળા વગેરે જાતમાં મોટો તફાવત પડે છે; તેમ મદ્રાસની નીચે તંજાવર, કોચીન ત્રિવેંદ્રમ વગેરે ભાગમાં પણ અનેક જાતો જોવામાં આવે છે. તેમાં ભાષા અને સ્ત્રીઓના પહેરવેષમાંતો મોટોજ તફાવત જોવામાં આવે છે. જેમ કે, કાનડી, તેલગુ, તીળુ વગેરે.

# બંગાલની સ્ત્રીઓ.

## ૧. રૂપ, ગુણ, ને સ્વભાવ.

બંગાલી બ્હેનો કેટલીક ગૌર વર્ણવાળી તથા કેટલીક શ્યામ વર્ણવાળી છે. તેમાં કેટલીક વિશેષ સૌંદર્યવાન જોવામાં આવે છે. શરીરે મધ્યમ કદની હોય છે. વિશેષ બળવાન કે કદાવર જોવામાં આવતી નથી. વિશેષે કરીને બંગાલની સ્ત્રીઓ આંખોની અને વાળની ખુબસુરતીમાં તેઓ ચઢીઆતી હોય છે.

સ્વભાવે શાંત, પ્રેમાળ, મધુરવચની, વિવેકી, ઉદાર, ઉત્તમ પરોણાગત કરનારી, વિદ્વાન, તથા ઘરકાર્યમાં ચતુર હોય છે. તેઓ બંગાલી ભાષા બોલે છે.

## ૨. શિક્ષણ.

બંગાલી બ્હેનોમાં ઘણી ખરી ભણેલી હોય છે. બંગાલી તથા અંગ્રેજી ભાષામાં સારી લાયકાત મેળવે છે. કોઈ કોઈ ઠેકાણે પડદાનો રીવાજ હોવાથી ત્યાંની બ્હેનો થોડું ઘણું ઘરમાંજ વાંચવા લખવા જેટલું શિખે છે. હાલમાં કેટલીક ઊંચી કેળવણી મેળવી સમાજનાં કાર્યો કરે છે. અને કેટલીક ભણી ગણી ઘરમાંજ રહે છે. કારણ બહાર પડી કામ કરવું તેમને હલકું લાગે છે. વિદ્વત્તાના પ્રમાણમાં સમાજમાં કામ કરનાર ઘણી થોડીજ જોવામાં આવે છે. જેમ કે સરલા દેવી, વાસંતિદેવી વિગેરે કેટલીક બ્હેનો પોતાના મરદોની માફક કેટલીક કવિતા પણ રચી જાણે છે. એ ઉપરાંત સારા લેખો લખે છે. પણ આ બધું ઘરમાં રહીનેજ કરે છે.જે કુટુંબમાં પડદાનો રીવાજ નથી તેઓ વિદ્યાલયોમાં જઈ વિદ્યાનો પુરો લાભ મેળવે છે.

બપોરની વેળાએ બંગાલી બ્હેનો ઘણી જાતનાં કામ કરે છે. જેમ કે ભરવા ગુંથવાનું, વાંચવા લખવાનું, પાકશાસ્ત્રનું તથા ઘરકાર્યનું વિગેરે.



મીસીસ એ. કે. સેન.

બંગાળી.

ઉપર-કન્યાનોજ હકક હોય છે. એ ઉપરાંત કન્યાને ઘરસંસારનો કેટલોક સામાન આપવાનો રીવાજ છે. જેમ કે ફર્નીચર, રાચરચીલું વગેરે સાસરાવાળા શક્તિ મુજબ કન્યાને થોડા ઘણા દાગીના પહેરાવે છે. તેના પર કન્યાનીજ પૂર્ણ માલકી હોય છે.

## ૫. સીમંત, સુવાવડ, નામકરણ.

બંગાલી બ્હેનોમાં ખોળો ભરવાનો વિધિ સાસરે કે પીયર બંનેમાંથી કોઈ પણ ઠેકાણે થાય છે. તે વખતે સગાંસબંધીઓને જમાડે છે. સીમંત વાળી સ્ત્રીને કપડાં કે એકાદ દાગીનો કરે છે. ઘણું કરી ખોળો સાતમે કે નવમે મહિને ભરે છે. સુવાવડ સાસરે કે પીયર ગમે ત્યાં થાય છે. સુવાવડનો રીતરીવાજ ગુજરાતી બ્હેનોની માફક છે. બાળકનું નામ પાડવાનો વિધિ ખાસ ધામધુમવાળો હોતો નથી. બાળક જ્યારે ચાર છ માસનું થાય છે ત્યારે જોશીને પૂછી રાશી પરથી જે અક્ષર આવે તે ઉપરથી ઈચ્છા મુજબ ગમે તેવું નામ રાખે છે. જેમ કે છોકરાનાં નામ યોગેશચંદ્ર પ્રકાશચંદ્ર, સતિશચંદ્ર, અરવીંદ વગેરે; અને છોકરીનાં નામ સરલા, સરોજીની, અઘોરકામિની ઈત્યાદિ.

## ૬. આમન્યા.

બંગાલી બ્હેનોમાંની કોઇ માથું ઢાંકે છે, કોઇ કોઈ નહિ. પણ બહાર જતી વખતે તો બધી સ્ત્રીઓ ઢાંકે છે. તેમનામાં જૂના વિચારની બ્હેનો જેઠ સાથે વિશેષ બોલતી નથી. ઘરમાં કોઇ મોટું માણસ આવે તો તેની લાજ કે અમાન્યા રાખવા માટે માથું ઉઘાડું હોય તો પુરું ઓઢે છે. લાજ કાઢવાની રીત નથી. ઘરમાં કે પડોશમાં ખાસ સગાં સિવાય કોઈ મરદ માંદા પડે તો તેની સેવા ચાકરી કરવામાં જુના મતની બંગાલી બ્હેનો ઘણું કરી ભાગ લેતી નથી. તેમજ કોઈ કામકાજ માટે બહાર પોતાની મેળે એકલી જઇ શકતી નથી. બીજા અજાણ્યા માણસ સાથે જરૂર જેટલી વાતચીત કરવામાં પણ ઘણી ડરે છે.

## ૭. વ્રત, ઉપવાસ.

બંગાલી બ્હેનોમાં આપણી પેઠેજ વ્રત કે ઉપવાસ કરવાનો ઘણો રીવાજ છે. ખાસ કરી તેમના ઉપવાસ તથા વ્રતો ચૈત્ર, આસો અને કાર્તક માસમાં કરવાના હોય છે. ઉપવાસને દિવસે ફલાહાર લે છે. તથા ઘણી સ્વચ્છતાથી રહે છે. તેમનામાં નવરાત્રમાં દુર્ગાપૂજનનો વિધિ ઘણો ધામધુમનો તથા ખરચનો હોય છે. દરેક ધર્મ વિધીમાં હોમહવન કરવાનો ઘણો રીવાજ છે. બંગાલમાં કેટલીક બ્હેનો બ્રહ્મસમાજ પંથની છે.

## ૮. વિધવા.

બંગાલી વિધવા બ્હેનો કોઈ વાળ રાખે છે. તથા કોઇ કાઢી નાંખે છે. તેઓ ઘણી સાદી તથા વૈરાગ્યમય જીંદગી ગાળે છે. પહેરવેશ તદ્દન સાદો તથા સફેદ હોય છે. વ્રત, ઉપવાસ તથા કુટુંબસેવા કરી અમૂલ્ય જીંદગી પુરી કરે છે. તેઓ પોતાને માટે જે ખોરાક લે છે તે હલકો, સાદો, તથા વનસ્પતિનોજ હોય છે. તેમનામાં વિધવા સિવાય બીજા બધાં માછલીઓ ખાય છે. આપણી પેઠે બંગાલી બ્હેનો ભણી ગણી ઉદ્યોગધંધો કરી દ્રવ્ય મેળવી સ્વતંત્ર તથા આનંદી જોવામાં આવતી નથી બંગાલી પ્રજા વિદ્વાન છતાં સ્ત્રીઓને જરૂર વગરના અનેક બંધનથી બાંધી રાખે છે એ નવાઇની વાત છે!!

## ૯. મૃત્યુ.

મરનાર માણસની પાછળ તેનું સુતક, ઉત્તરક્રિયા, દાનધર્મ, બારમુ તેરમું, મળવા જવાનું, દીલાસો આપવાનું કામકાજ લગભગ મહારાષ્ટ્રીઓની માફક હોય છે. વિશેષ નવાઇ જેવુ કાંઇ નથી.

## ૧૦. ભોજન.

બંગાલી બ્હેનો ભોજનમાં માછલીનો ઉપયોગ કરે છે. તેઓનો બપોરનો ખોરાક દાળ, ભાત બે ત્રણ શાક, ચટણી તથા રાઈતાં વગેરે હોય

છે અને સાંજે પણ બપોરની માફકજ હોય છે. રોટલી ફક્ત વા' તહેવારે થાય છે. તેઓ બજારની મીઠાઈ રસોઈ જમી શકે ' એ ઉપરાંત બગાલી બ્હેનો રસોઈ તેમજ પકવાન બનાવવામાં ઘ' કુશળ હોય છે.

## ૧૧. વિવિધ.

બંગાલ દેશ ઘણોજ વિસ્તીર્ણ છે. તેમાં પણ બંગાલીઓની આપા પેઠે અનેક જાતો છે. દરેક જાતિના પહેરવેશ, રૂઢી, અંગના બાંધ ખૂબસુરતી વગેરેમાં ભેદ પડે છે, કલકત્તા જેવા શહેરમાંની સ્ત્રીએ સુધરેલી હોય છે, નેતે ઘણી ખરી બ્રહ્મોસમાજમાં દાખલ થએલ હોઇ તેમનો સુધરેલો ગણાતો પહેરવેશ જુદો પડે છે. એકંદરે બંગા' સ્ત્રીઓ પતિનિષ્ઠ, ધાર્મિક, ઉંચા અંતઃકરણની પણ જૂની રૂઢીઓ પસદ કરવાવાળી હોય છે. આંખ, વાળ, અને સૌભાગ્યચિન્હ તરી તેમની પ્રસિદ્ધિ છે. આભડ છેટ એટલે છુત છાત કે સોળુ પાળવા' બંગાલી બ્હેનો જૂના વિચારની અને આગ્રહી છે.

# બ્રહ્મદેશની સ્ત્રીઓ.

બ્રહ્મદેશ એક મોટો દેશ છે. એ દેશના લોક શરીરે મજબુત તથા રીંગણા છે. તેમનાં શરીરનો રંગ પિળચટો હોય છે. તેમના માથાપરના વાળ કાળા ભમર જેવા તથા બરછટ હોય છે. તેમના મોંઢાપર વાળ જવલ્લેજ ઉગે છે, અને તેમના શરીરનો ઘાટ સુંદર હોય છે. બ્રહ્મી લોક ઘણા શાંત તથા અત્યંત સમાધાન વૃત્તિના હોય છે. આપણે ધનવાન્ થઇએ એવી એમને જરા પણ ઇચ્છા થતી નથી. તેમની પાસે ઘણું દ્રવ્ય હોય છે. તેઓ તેનો ધાર્મિક કાર્યોમાં ઉપયોગ કરે છે. તથા મિજબાની કરાવવામાં ઉડાવે છે. તેઓ હંમેશા મોજીલા હોય છે. તેઓપર ગમે તેટલા સંકટો આવે તો પણ શાંત રહે છે. તેઓ કોઈ પણ જાતની મહત્વાકાંક્ષા રાખતા નથી. ગમે તેટલી મોટી વિપત્તિ આવી પડે તોપણ તેઓ પોતાનું ધૈર્ય ટકાવી રાખે છે. કેટલાક વર્ષ પહેલા બ્રહ્મદેશમાં મંડાલે શહેરમાં ભયંકર આગ લાગી. તે થોડાજ સમયમાં એટલી ફેલાઇ કે તેણે આખો મહોલ્લો બાળી ભસ્મ કર્યો. તેને લીધે તે મહોલ્લામાં રહેનાર લોકોની બધી માલમત્તા બળી ગઈ. ત્યાંના રહેવાશી ફક્ત શરીરપરના વસ્ત્ર સાથે બહાર નીકળી પડયા બીજે દિવસે કોઇ એક પરોપકારી ઇંગ્રેજ ગૃહસ્થ તે વિપત્તિમાં પેડલા લોકોને મદદ કરવાના હેતુથી ત્યાં ગયો, ત્યારે તેને એવું જણાઇ આવ્યું કે જે મહોલ્લામાં આગ લાગી હતી, તે મહોલ્લામાં એક ઢંગ. ઢાળ વગરનું નાટકગૃહ તૈયાર કર્યું હતું અને ત્યાં તે આગની મશ્કરી તથા રમત ગમત કરતાં હતાં. બ્રહ્મી લોકો શાંતતાપ્રિય તથા કાયદાને માન આપનારા હોય છે, તેમાંથી આ આગ ફેલાઈ ખરૂં જોતાં એવો પ્રકાર છે. તો પણ તેમનામાં નજીવા કારણપરથી ખૂન થાય છે. કોઇ એક માણસ પોતાની હોડી રંગતો હતો. તે રંગનો વાસ તેના પાડોશીને ગમ્યો નહિ. તેથી તેને

કહ્યું કે અહિ બેસતો નહિ પણ રંગ લગાડનાર માણસે તેનું કહેવું માન્યું નહિં. તે નીરાંતે રંગ લગાડતો બેઠો જ્યારે તેનું કામ પુરૂં થયું, ને તે ઘેર જવા નીકળ્યો તે વખતે તે પાડોશીએ તેને છરી ભોંકી મારી નાખ્યો. એક સ્ત્રીએ પોતાના વરનું રોજનું જમવાનું તૈયાર કર્યું, પણ તેણે કરેલી કઢી વરને ગમી નહિ એટલાપરથી તેનો મિજાજ ફરી ગયો અને પોતાની બાયડીને મારી નાખી એ મુજબ નજીવી વાતપરથી તેઓ ખૂન કરવા તૈયાર થાય છે બ્રહ્મી લોક પોતાનો સંસાર ચલાવવાને સમર્થ હોય છે તો પણ તેઓ કોઈ પણ જાતનો ઉદ્યોગધંધો કરતા નથી તેમની એવી માન્યતા છે કે આપણી મેહનત બચવા માટે પરમેશ્વરે સ્ત્રીઓને પેદા કરી છે સ્ત્રીઓની પણ એવીજ માન્યતા છે તેથી તે આપણા નસીબમા લખેલું કામ પુરૂષ મુજબ કરે છે હિન્દુસ્ત્રીઓ કરતા બ્રહ્મી સ્ત્રીઓ વધારે સુખી છે તે સ્વતંત્રતાથી બહાર ફરી હરી શકે છે ઘરનો બધો કારભાર કરે છે તે પોતે બજારમા જઈ શાક ભાજી લાવે છે અને તેઓજ ઘરની બધી વ્યવસ્થા કરે છે બધા ગામ માંમાં તમને એક પણ ઘર એવું મળશે નહિ કે ત્યા કોઈ પણ જણસ વેચવા મુકી ના હોય કોઇને ઘેર એલચી, કોઇને ઘેર નારીએળ, કોઇને ઘેર ચપ્પુ એ મુજબ જુદી જુદી જણસો વેચવા માટે બેઠી હોય છે તેમનામા છોકરીની સખ્યા ઘણી હોય છે તેઓ પોતાના ઘેર સાળપર કપડા તૈયાર કરે છે બ્રહ્મી સ્ત્રીઓ વેપારમા ઘણીજ પ્રવીણ હોય છે તેઓ પરચુરણ માલ વેચવામા હોશિયાર હોય છે એટલુંજ નહિ પણ જથાબંધ માલ ખરીદવામા તથા વેચવામાં ઘણી કુશળ હોય છે તે સ્ત્રીઓ વેપારરોજગાર ઘણી ચતુરાઇથી ચલાવે છે બ્રહ્મી સ્ત્રીઓ જ્યારે ગુસ્સે થાય છે ત્યારે આપણા દેશની સ્ત્રીઓ માફક ઉઘાડે છોગે ગાળો દે છે બ્રહ્મદેશમા પુરૂષ, સ્ત્રીઓ તથા બાળકો બીડી પીએ છે. બ્રહ્મી લોકોની લગ્ન રૂઢી કેટલીક રીતે યુરોપીયન લોક જેવી તથા કેટલીક રીતે આપણા જેવી હોય છે. તેમનામાં નાનપણમા માબાપ

પોતાના છોકરા છોકરીની સમતિ લીધા વગર તથા વર કન્યા એક બીજાને પ્રસક્ષ જોયા વગર લગ્ન કરતાં નથી. પહેલાં એવી રીત હતી કે પુરૂષને ચોવીસમુ વરસ બેસે એટલે તે પોતાનું લગ્ન કરે. સાર પહેલાં તે લગ્ન કરવા યોગ્ય ગણાતો નથી. છોકરી ઉમરમાં આવ્યા વગર તેનું લગ્ન થતુ નથી બ્રહ્મી સ્ત્રીઓમાં પડદાની રીત નથી. જુવાન સ્ત્રીઓ અને પુરૂષ નાટક શાળામાં, મિત્રને ઘેર, તથા ભોજન પ્રસગે એક ઠેકાણે ભેગાં થાય છે. સ્ત્રીઓ બન્દરમાં ચીરૂટ તથા બીજા પદાર્થ વેચતી બેસે છે. ત્યારે તે વેચવા બેઠેલી સ્ત્રીઓ પુરૂષને નજરે પડે છે. બ્રહ્મદેશમાં કેટલાક પુરૂષનો એવો ધંધો છે કે તેમના ગામની બધી જુવાન સ્ત્રીઓ તેમની ઓળખાણવાળી હોય છે તેમને જુવાન પુરૂષને મળવાની ગોઠવણ કરે છે. એવા પ્રસંગે તે છોકરીના માબાપ ત્યાં કોઈ પણ વખતે હાજર રહેતાં નથી, પણ આ સર્વ બિના તેઓ જાણે છે. બન્ને એક બીજાને પસંદ કરે છે. પછી બન્ને તરફથી નાની નાની ભેટ આવે છે. ત્યાર પછી વર કન્યા માબાપની સંમતિ લે છે. તે મળ્યાં પછી કોઈવાતનો વાંધો હોતો નથી. જો માબાપ સંમતિ ના આપે તો કોઇ વખતે બન્ને ઘરમાંથી પલાયન કરી લગ્ન કરે છે. એવી રીતે લગ્ન થવાથી તેમના માબાપ ગુસ્સે થાય છે. ખરા પણ પાછળથી વર કન્યા જો ક્ષમા માગે તો માબાપ ઘરમાં લે છે. કોઈ કોઇ વખતે એવુ થાય છે કે લગ્ન કરવા માબાપ સંમતિ ના આપે તો વરકન્યા બન્નેમાથી કોઇ પણ એક ગળાફાંસો લઈ આત્મહત્યા કરે છે. આપણી પેઠે તેમનામાં પણ જોશી તરફથી શુભ દિવસ તથા ઘડી નકકી કરાય છે. તેમનામાં પણ જન્મ દિવસ વિષે અજ્ઞાન તથા ધર્મઘેલી ભાવનાની માન્યતા છે. જે મરદ અઠવાડીઆના ચોકસ દિવસે જન્મે તો ફલાણા વારે જનમેલી કન્યા સાથે લગ્ન કરતા નથી. દાખલા તરીકે શનિવારે જન્મેલા માણસ સાથે ગુરૂવારે જન્મેલી છોકરીનું લગ્ન કરતા નથી કારણ શનિવાર અને ગુરૂવાર સર્પ અને ઉંદરની બરાબર માનવામાં આવે છે. એના જેવા

બીજા કોઈ અશુભ દિવસો નથી. એ દિવસે જન્મેલા વરકન્યાનું લગ્ન જીંદગીને ઓછું કરે છે. શનિવાર એ સર્પનો અને ગુરૂવાર એ ઊંદરનો માને છે એ દિવસે જન્મેલા વર કન્યાનું લગ્ન કર્યું હોય તો કન્યા કે વર બંનેમાંથી કોઇ પણ એક મરણ પામે છે એવી તેમની માન્યતા છે. વિવાહ કન્યાને ઘેર થાય છે. તે વખતે વર કે તેના માબાપ પોતાને ખર્ચે મોટી મિજબાની આપે છે. લગ્નમાં બધાં સગાંને અને ભાઇબંદને આમંત્રણ આપે છે. લગ્ન થયા પછી આ નવું જોડું બે કે ત્રણ વર્ષ કન્યાનાં માબાપને ઘેર રહે છે અને ત્યાં તે કન્યાના બાપને સંસાર ચલાવવામાં મદદ કરે છે. જો કે બ્રહ્મી લોકોમાં અનેક સ્ત્રીઓ કરવાનો રીવાજ છે તોપણ ત્યાં ઘણું કરી દરેક મરદને એકજ સ્ત્રી સાથે લગ્ન કરવાનો રીવાજ પડી ગયો છે. બ્રહ્મદેશનો પદભ્રષ્ટ થયેલો રાજા થિબો રત્નાગીરીમાં નજરકેદમાં હતો. તેને બધી મળી પરણેલી ૬૩ સ્ત્રીઓ હતી. તેમાંથી ૩૦ હાલમાં જીવતી છે. એ બધી સ્ત્રીઓથી તેને ૧૧૦ છોકરાં થયાં હતાં. લગ્નની સ્ત્રીઉપરાંત તેની ઘણી ઉપસ્ત્રીઓ તેમજ નાટકશાળાઓ હતી. બ્રહ્મી લોકોમાં વિવાહ કરવાને ઘણી તકરાર થતી નથી. ફક્ત મીલકત વિષે કોઈવાર સવાલ ઉભો થાય છે. તેઓ લગ્નને ધાર્મિક સંસ્કાર માનતા નથી. પણ કાયદા કે કરાર છે એવું માને છે. તેથીજ તેઓ મરજીમાં આવે ત્યારે તોડી નાખે છે. ન જીવી બાબત પરથી તેઓ વિવાહ રદ કરી શકે છે. તેમને છુટાછેડા કરવાને મુશ્કેલ પડતું નથી. એવું છે તો પણ તેમનામાં છુટાછેડા કરવાની તકરારો ઘણી થતી નથી. બ્રહ્મી સ્ત્રીઓ સુવાવડ વખતે જે ઉપાયો કરે છે તે ઘણા જંગલી તથા અત્યંત ક્રૂરતા વાળા હોય છે. સ્ત્રીને સુવાવડ પ્રાપ્ત થવાની સાથેજ બધા શરીરને હળદર ચોપડે છે. તેનીપાસે દેવતાનો મોટો દગલો સળગતો રાખે છે અને ઘરમાં જેટલા ફુરનૂસ તથા ગરમ કપડાં હોય છે તેટલા બધા તેના શરીરપર ઓઢાડે છે. પછી તેને એક અમુક જાતની વનસ્પતિનો ઉકાળો કરીને પીવા આપે છે. એ સાત દિવસ લેવો પડે છે, ને વળી તેટલાજ

દિવસ સુધી કપડાં ઓઢાડે છે. તેની આસપાસનું વાતાવરણ ગરમ રહે તેટલા માટે ઇંટો ગરમ કરી આજુબાજુમાં ખડકી રાખે છે. સાતમે દિવસે તેને માટીના વાસણપર બેસાડી તેમાં ઉકળતું પાણી રેડે છે. અરધા કલાક પછી તેને ચંડા પાણીથી ન્હવડાવે છે. આટલું થયા પછી તેનો છુટકારો થાય છે. એટલા સંસ્કારમાંથી પસાર થયા પછી તે બીચારીને ખાટલે વશ થવું પડે છે. એના પરિણામમાં તે સ્ત્રી જીંદગી સુધી ભયંકર ત્રાસ ભોગવે છે. તેના લીધે ઘણી સ્ત્રીઓ મરણ શરણ થાય છે, અને તેમાંથી જીવતી રહે છે તો ભર જુવાનીમાં ઘરડી જેવી દેખાય છે. પહેલી સુવાવડથીજ પંદર વરસની સ્ત્રી ૩૦ વરસ જેવી જણાય છે. એ તેમનામાંની કૂરતા તથા ભયંકર રીત ધીરે ધીરે ઓછી થતી જણાય છે. એ ઘણી ખુશી થવા જેવી વાત છે. તેમાંની કેટલીક ગાંડી ઘેલી વાતો કહેવાથી તે અયોગ્ય ગણાશે નહિ. તેમની એવી માન્યતા છે કે માણસનો સ્વભાવ તે જે દિવસે જન્મે તે દિવસ જેવો થાય છે. જે માણસ સોમવારે જન્મે તે મત્સરી, મંગળવારે જન્મે તે પ્રામાણિક, બુધવારે જન્મે તે ઉતાવળા સ્વભાવનો પણ જલદી શાંત થનારો, ગુરૂવારે જન્મે તે નમ્ર સ્વભાવનો શુક્રવારે જન્મે તે બહુબોલો, શનિવારે જન્મે તે તકરારી અને રવિવારે જન્મે તે કંજુસ. વળી તેમની દરેક દિવસ માટે એવી માન્યતા છે કે સોમવાર વાઘનો, મંગળવાર સિંહનો બુધવાર હાથીનો ગુરૂવાર ઉંદરનો, શુક્રવાર ડુકરનો, શનિવાર ઝેરી સર્પનો અને રવિવાર એ તેમણે કલ્પનાથી માનેલા પ્રાણિનો છે. એ પ્રાણિનું તેમણે એવું વિચિત્ર વર્ણન કર્યું છે કે તેનું અરધું શરીર પશુનું અને અરધું પક્ષીનું છે.

બ્રહ્મી લોકો નાટક તથા જલસાના ઘણા શોખીન હોય છે. એમના જેવા નાટકના શોખી લોક પૃથ્વીપરના કોઇ પણ ભાગમાં મળવા મુશ્કેલ છે. એટલે કે પોતાની જીંદગીમાં તેણે ગમે ત્યારે નટનું કામ ન કર્યું હોય ! તેમને નાટકનો એટલો શોખ છે કે જ્યારે તેમને ઘેર છોકરાનો જન્મ થાય છે ને તેનું નામ પાડે છે ત્યારે તે પ્રસંગે ખાસ નાટક કર-

વામાં આવે છે. જ્યારે જ્યારે છોકરાના કાનવિંધે ત્યારે પણ નાટક કરે છે. જ્યારે લગન પ્રસંગ હોય ત્યારે નાટક કરે છે. જ્યારે કુવો ખોદાવો હોય ત્યારે પણ નાટક કરે છે. આનંદનો કે તહેવારનો દિવસ આવ્યો કે પ્રથમ નાટક થવુંજ જોઇએ. વિશેષમાં એટલે સુધીકે ઘેર કોઇ માણસ મરી ગયું હોય તો પણ એવા દીલગીરીના પ્રસંગે મોટું નાટક કરે છે. દરેક બ્રમ્હીસ્ત્રીપુરૂષને ઓછાવત્તા પ્રમાણમાં નાચતાં આવડે છે. લગ્ન કાર્યમાં અને તહેવારને દિવસે સ્ત્રીપુરૂષ નૃત્ય કરે છે. આપણામાં ગાવા તથા નાચ કરવાજેમ ગાનારી તથા નાચનારી બોલાવે છે તેની પેઠે તેમનામાં પણ બોલાવે છે.

બ્રહ્મી લોકોમાં છોકરીનું પહેલું અને મોટું ઉપયોગી કાર્ય તેના કાન વિંધવા એ છે. કાન વિંધાવતાં પેહલાં તેની ગણના નાની બાલાઓમાં થાય છે. તે ત્યાં સુધી મજેથી રમત ગમત કરે છે. પણ કાન વિંધ્યા એટલે તેને સ્વતંત્રતાથી હરવા ફરવાનું મળતું નથી. તેને જ્યારે બહાર જવું હોય છે ત્યારે કોઈ પણ સ્ત્રીને સાથે રાખી જઈ શકે છે. તે પોતાના વાળ શોભીતા કરવા માટે ઘણી કાળજી રાખે છે. મોંઢાને હળદર ચોપડે છે અને રસ્તે મહાલતી તથા લટકતી ચાલ ચાલવાની ટેવ પાડે છે. એવી રીતે ચાલવું તેમનામાં ઘણું સુંદર તથા સારૂં ગણાય છે.

એ કાન વિંધવાનો વિધિ કન્યાને બારમે કે તેરમે વરસે ઋતુ પ્રાપ્ત થયા પછી કરે છે. એ વિધિ કરવા માટે જોશીને પુછી મંગલ દિવસ તથા ઘડી નક્કી કરે છે. પછી તે દિવસે મોટી મિજબાની કરે છે. ભાઈબંધને તથા સગાં વહાલાંને આમંત્રણ કરે છે. જોશીએ નીશાની કરી કે તુરત સોનાની કે રૂપાની સોયથી કાન વિંધે છે. તે વખતે તે કન્યાનું રડવું કોઇ સાંભળે નહિ માટે જાતજાતનાં વાજીંત્રો વગાડવામાં આવે છે. કાનના બાકોરાં એટલાં મોટાં પાડે છે કે સ્ત્રીઓ તેમાં મોટાં મોટા ચિરૂટ મુકે છે અને જ્યારે તેમને ચિરૂટ પીવાની ઈચ્છા થાય છે ત્યારે તેઓ કાનમાંથી ચિરૂટ કાઢી ધુમ્રપાન કરતી બેસે છે.

## સિયામની સ્ત્રીઓ.

સિયામ એ ચીન અને બ્રહ્મદેશના વચમાં મોટો દેશ છે. સિયામ દેશના લોક બ્રહ્મી લોકના જેવાજ છે. પણ ઉચ્ચ વર્ગના લોકોનો શરીરનો રંગ જરા પિળો હોય છે. તેમના વાળ તથા આંખો કાળી હોય છે. આપણે ઘણા સુંદર છીએ એમ દેખાડવા માટે તેઓ દાંતને કાળા કરે છે. ત્યારે તેઓ આપણને એવો ઉલટ પ્રશ્ન કરે છે કે અમે અમારા દાંત કુત્રા જેવા ધોળા રાખીએ કે શું? સ્ત્રીઓ પોતાના વાળી કાતરે છે. સાહેબ લોકો જેમ માથાપર વાળ રાખે છે તેના કરતાં વધારે લાંબા વાળ સ્ત્રીયો રાખે છે. તેઓ પોતાના વાળ એટલા ટુંકા રાખે છે કે તેનો તેઓ અંબોડો પણ વાળી શકતાં નથી. તેઓ પોતાના કાન તથા નાક વિંધી તેમાં દાગીના પહેરે છે. તેઓ આપણી સ્ત્રીઓની માફક દાગીના પહેરવાની ઘણી હોંસ રાખે છે, તેઓ ગળામાં તેમજ હાથમાં ઘણા દાગીના પહેરે છે. વધારે તો શું કહીએ, પોતાના પ્રિય બાળકોના શરીરપર વખતે કપડાં મળશે નહિં પણ ઉલટ દાગીનાથી ભરેલા નજરે પડશે.

જ્યારે સિયામી લોકને એવું લાગે છે કે હવે આપણું આપણું લગ્ન કરવુ જોઇએ ત્યારે તેમના મનમાં જે સ્ત્રી સાથે લગ્ન કરવાનું હોય છે તે સ્ત્રીના બાપના મિત્રને મધ્યસ્થ નિમે છે, અને ચાંદલો કેટલો આપશો એવી પુછપરછ કરે છે. ત્યાર પછી જોશીના વિચાર લે છે. સિયામી લોકની એવી માન્યતા છે કે ફલાણે વર્ષે જન્મેલા પુરૂષ સાથે તેજ વર્ષમાં જન્મેલી કન્યાનો વિવાહ કરવાથી પરિણામ ખોટું આવે છે. જો કોઇ કુત્રાના વરસમાં જન્મ્યો હશે અને કોઇ ઉંદરના વરસમાં જન્મ્યો હશે તો તેનો સંસાર સુખે થવાનો નહિ એવી માન્યતા છે. એટલા માટેજ તેઓને જોશીની સંમતિ લેવી પડે છે. ચાંદલાના

ચુકાદો સમાધાનકારક થાય એટલે જોશીને પુછી લગ્ન માટે મંગલ-દિવસ નક્કી કરે છે. લગ્નને દિવસે વર મોટું નજરાણું લઈ કન્યાને ઘેર જાય છે. પછી ગોર ધર્મગ્રંથમાંથી કેટલોક ભાગ વાચી સંભળાવે છે અને આ નવા જોડાને ઈશ્વરનો આશિર્વાદ મળે તેથી તે ઇશ્વરની પ્રાર્થના કરે છે. પછી કન્યાના મોંઢાપર જે બુરખો હોય છે તે કાઢે છે, ને વર કન્યા એક બીજાની પાસે પાસે બેસે છે. ગોર તેમનાપર પવિત્ર જળનું સીંચન કરે છે, ત્યાર પછી ફરી પ્રાર્થના કરી બે દિવસ મિજબાની કરી લગ્નવિધિ પૂર્ણ થાય છે. વર કન્યાને ઘેરજ રહે છે.

સિયામી લોકમાં ફક્ત એકજ સ્ત્રી કરવી એવો નિયમ છે. પણ ઉચ્ચ વર્ગના અને ધનવાન લોકો અનેક ઉપસ્ત્રીઓ તથા વેસ્યા રાખે છે. તેઓ મરજીમાં આવે ત્યારે પોતાની સ્ત્રીઓને ઘર બહાર કાઢી મૂકે છે, જે સ્ત્રીને વેચાતી આણી હોય તે સ્ત્રીને તેનો વર બીજાને વેચી શકે છે. પણ જે સ્ત્રીએ વરને ચાંદલો આપ્યો હોય તેને વર વેચી શકતો નથી. સિયામી લોકમાં આ એક ઘણીજ ખરાબ રીત છે. સ્ત્રીને સુવાવડ આવે એટલે તેની ઓરડીમાં એક મોટો દેવતાનો ઢગલો કરે છે, તેના લીધે વારંવાર એવું બને છે કે તે સુવાવડી સ્ત્રી મરણ પામે છે. એ રીત બધે એટલી ફેલાઈ છે અને તેના લીધે ઉચ્ચ ને નીચ વર્ગની સ્ત્રીઓની એવી માન્યતા થઈ છે કે તેઓ આ રીતના વિરૂદ્ધ ચાલવાને જરા પણ રાજી નથી. સિયામના માજી રાજાએ એ રીત બંધ કરવા ઘણો પરિશ્રમ કર્યો. પણ તે બધો નિષ્ફળ ગયો તે રાજાની રાણી જુવાન તથા ખૂપ-સુરત હતી, અને મંદવાડને લીધે તેની અવસ્થા ઘણી કઢંગી થઈ હતી. આવી દશામાં તેને સુવાવડ આવી તે વખતે રાજાએ એવો વિચાર કર્યો કે રૂઢી મુજબ ઓરડીમાં દેવતાનો ઢગલો કર્યો કે રાણી તત્કાલ મરી જશે. એટલા માટે તેની ઓરડીમાં દેવતાનો ઢગલો કરવો નહિ. જોકે રાજાએ એવો વિચાર કર્યો, પણ રાજ દરબારી સ્ત્રીઓએ વાંધો લઇ વિચાર માંડી વાળયો. તેઓ એવું કહેવા લાગી કે જુની રીત છોડી

નવી રીત કરવાથી નક્કી આપણું નુકસાન થશે. એટલા માટે જુની રીતને વળગીને રહેવું જોઇએ. પછી તે સારી હોય કે ખોટી હોય. છેવટે તે બિચારી રાણીની ઓરડીમાં દેવતાનો ઢગલો કર્યો. ને તેમ કરતાંની સાથેજ તે બીચારી વગર વાંકે મરી ગઈ. અને તેને આ દુષ્ટ ભયંકર રૂઢીને પોતાનો ભોગ આપવો પડયો.

સિયામી સ્ત્રીઓ ઘણું કામ કરે છે. ઉદ્યોગધંધો પણ કરે છે. ઘણા ખરા પુરૂષો ઉદ્યોગધંધો છોડી આળસમાં પડયા રહે છે. વૃદ્ધ અને જુવાન પુરૂષનો મુખ્ય ધંધો પતંગ ઉડાડવો અને મન ગમતી રમત રમી જીંદગી પુરી કરવી એ ગણાય છે !!

સિયામ દેશ ધર્મે મુસલમાન છે. તેઓ સંગીતના ઘણા શોખીન છે. અગર ચંદન એ દેશમાં ઘણું ઉત્પન્ન થાય છે. સીંગાપોરથી માંડીને તે ઉત્તર તરફનો બધો ભાગ સિયામ દેશથી વ્યાપી રહ્યો છે. નાટક અને રમત ગમતના શોખીન છે. તેમની સ્ત્રીઓ પુરૂષો સાથે છુટી રીતે હરી ફરી શકે છે. એટલે કે, પડદાનો રિવાજ નથીજ. બ્રહ્મદેશ, સિયામ, જાપાન, અને ચીન દેશમાં પડદાનો રિવાજ બીલકુલ નથી, એ વાત આપણા દેશની પડદાનશીન સ્ત્રીઓએ તથા પુરૂષોએ ધ્યાનમાં રાખવી જોઇએ, અને પોતાના દેશની એ રૂઢીને હાંકી કહાઢવી જોઇએ.

## ચીનની સ્ત્રીઓ.

પૃથ્વીપર જે, ઘણા મોટા પ્રસિદ્ધ દેશ છે, તેમાં ચીન એ એક મોટો દેશ છે. આ ઘણો પુરાતન છે. આ દેશની લોકસંખ્યા ઘણીજ મોટી છે. એટલે કે લગભગ ૬૦ કરોડની છે. ચીના લોકનો શરીરનો રંગ પિળચટો છે. વળી તેમના ગાલપરનાં હાડકાં જરા ઊંચા હોય છે. તેમની આંખો બદામના આકારની ને લાંબી હોય છે. તેમના વાળ લાંબા, કાળા તથા બરછટ હોય છે. ચીના લોક ઘણા મહેનતુ અને ઉદ્યોગી હોય છે. ચીના લોકનાં નાક જરા ચપટાં તથા ઘણાં ખરાં ચીબાં હોય છે. તેમની સ્ત્રીઓ ઘણી સુંદર હોય છે. પણ તેમના સ્ત્રીસૌંદર્ય વિષેના વિચાર ઘણાજ વિલક્ષણ તથા ઓર તરેહના છે. તેમનામાં લગ્ન વખતે કન્યા માટે તપાસ કરવાની હોય તો, તે સારી છે, કે તે હોશિયાર છે, કે તે સુંદર છે, વગેરે બાબતની ચોકસી કરવાને બદલે તેઓ તેના પગનો ઘાટ કેવો છે તેની પૂછપરછ કરે છે. કારણ તેમનામાં સ્ત્રીઓના પગ જેટલા નાના હોય તેટલી તે વધારે સુંદર છે. એવી તેમની માન્યતા છે. જેના પગ ત્રણ ઇંચ લાંબા તે અતિ સુંદર સ્ત્રીરત્ન છે, એવું તેઓ માને છે. આવા પગને તેઓ "સુવર્ણ કમળ" એવું કહે છે. લોક આપણને સુંદર સ્ત્રી કહે તેથી તેઓને ઘણાં દુઃખ, ઘણાં કષ્ટ તથા ઘણા બે હાલ સહન કરવાં પડે છે. રૂપની કિંમત પગની એડી જેમ નાની હોય તેમ થતી હોવાથી તેઓને ઘણાં દુઃખો વેઠવાં પડે છે. એ વિષેની કલ્પના મનમાં લાવીએ તો શરીરપર કમકમી ઉભી થાય છે. ત્રણ ઇંચના પગથી શી રીતે ચલાતું હશે. પોતાને સુંદર તરીકે ગણવાને ખાતર તે બિચારીને છોકરીના ખભાપર હાથ મુકી લાકડી ટેકી લંગડાની માફક ચાલવું પડે છે !!! જ્યારે તેમને બગીચામાં ફરવા જવું હોય ત્યારે તેમને બીજાએ ઉંચકી લઈ જવુ પડે છે. જે સ્ત્રીના પગ એટલા ઝીણા નથી હોતા

એટલે ચીના લોકની નજરે જે સ્ત્રીઓ અતિ સુંદર નથી હોતી તે સ્ત્રીઓને મુસીબતે ઘરમાં થોડું થોડું ચાલતાં આવડે છે. આ તેમની સૌંદર્ય વિષેની વિચિત્ર કલ્પનાથી સ્ત્રીઓને પોતાની પાનીપર ચાલવું પડે છે. તેમના પગની એવી દુર્દશા શાથી થાય છે, એ બાબત થોડું દિગ્દર્શન કરવું જોઇએ. છોકરીને પાંચમું વરસ બેસે એટલે તેઓ તેના પગ સજ્જડ બાંધી મુકે છે. તેઓ પગનાં ચાર આંગળાં પગના તળવા નીચે વાળીને તેનાપર કપડાનો પાટો સખત બાંધી રાખે છે, અને તેને શિવી નાખે છે. એ સ્થિતિમાં પગ એક બે અઠવાડીયા સુધી રાખે છે. પગ સખત બાંધી શિવી નાખવાથી તે છોકરીને ઘણું દુઃખ તથા ભયંકર વેદના સહન કરવી પડે છે. ચીના લોકના ઘરપરથી જનારને કોઇને કોઈ છોકરી પગના અતિ દુઃખીથી ચીસો પાડતી જોવામાં આવે છે. ઘણું કરી વર્ષે બે વર્ષ સુધી તે બિચારી નાની બાળાને પગના લીધે ભયંકર દુઃખ ભોગવવું પડે છે. ગરમીના દિવસમાં તેને તાવ ચઢી આવે છે. તે એટલો હોય છે, કે નાની બાળાઓ બેશુદ્ધ પડે છે. અને જ્યારે શિયાળાના દિવસ આવે છે ત્યારે તેઓ શરીર પર ટાઢાડથી પોતાનું રક્ષણ કરવા માટે ગરમ કપડાં ઓઢવા કરે છે. કારણ ગરમ કપડાંથી પગને હુંફાળુપણું લાગે તો કળતર થાય છે. કોઈ કોઈ વખત પગ કસીને ન બાંધવાથી પગના એક બે આંગળાં કેટલાક સમય પછી ધીમે ધીમે ખરી પડે છે. તેમને આટલું દુઃખ ભોગવવું પડે છે તોપણ તેમને એમ લાગે છે કે "હવે આપણા પગ ઘણા નાના થશે. તથા આપણે સુંદર સ્ત્રીમાં ગણાઇશું એ ઓછો લાભ નથી." આ ભયંકર દુઃખદ સ્થિતિમાંથી પોતાની પુત્રીનો છુટકારો કરવા વિષે કલ્પના પણ તેમના મગજમાં તથા સ્વપ્નમાંએ આવતી નથી. એકાદ કન્યાના બધામાં નાના પગ જોયા પછી લોકો એવા ઉદ્ગાર કાઢે છે કે એની મા કેટલી બધી સુંદર હોવી જોઇએ. લોકો પોતાને સુંદર કહે અને સુંદર સ્ત્રીઓમાં ગણે એટલા માટે ચીનાઈ સ્ત્રીઓ કેટલું ભયંકર દુઃખ વેઠવા તૈયાર

હોય છે, એનું આ દેખીતું પ્રમાણ છે. ચીની સ્ત્રીઓના પગ સાંકડા રહે તે માટે તેઓ પગમાં લોખડના જોડા પહેરે છે. એવુ કેટલાક લોકો કહે છે, પણ આ વિષે આમારાથી કશુ જચોક્સ કહી શકાતું નથી. ચીનાઈ લોકની સ્ત્રીઓને પગનું દુ ખ કેટલુ વેઠવુ પડે છે તે વિષે એક લેખ માસિકમા વાચ્યો છે તે દાખલા માટે ઉતારી લઇએ છીએ. હિન્દુ લોકની પેઠે ચીના લોકમા પણ બાલવિવાહનો ઘાતકી રીવાજ છે. લનયુગ નામની એક છોકરી છ વરસની છતા એક છોકરાને વાગ્દત્ત કરી હતી આગળ બે વર્ષે તેના માબાપે તેના ભાવી સાસુસસરાને ઘેર રહેવા મોકલી. માબાપે દેશના રીવાજ મુજબ તેના પગ નાનપણમાં સખત બાંધ્યા ન હતા. તેથી તે મોટા પગની વહુ સાસુને ગમી નહિ. તથા ઘરમાં બિચારી લનયુગને ગુનામની માફક ગદ્ધા વૈતરૂં કરવુ પડયુ. અને આપણા છોકરાને સુકુમાર પગની સ્ત્રી મળે એવી ઇચ્છા થઇ. તેથી સાસુએ લનયુગના પગ સખત કસીને બાંધ્યા પણ કોણુ જાણે પગ મોડા બાધવાથી ઇષ્ટ હેતુ સિદ્ધ થવાનો નથી તે ઉપરથી તેની સાસુએ તે જોડા સખત બાધવાની પોતા તરફથી હદ ઉપરાંત મહેનત કરી. તે ગરીબ બિચારી છોકરીને ઘણુ દુ ખ થવાથી પગને ફોલ્લા થયા છેવટે પગના કેટલાક આગળા ખરી પડ્યા તથા આખરે સાસુએજ કટાળીને તેને ઘરમાથી કાઢી મુકી !!! તેના ઘર પાસેજ એક ઝુપડી હતી તેમા લનયુગ ટળવળતી પડી હોવાથી પાડોશના એક ખ્રિસ્તી બાઇએ તેને પોતાના ઘરમા લીધી, તથા તેની જખમો ધોઇ પાટા બાંધ્યા પછી તેને મિશનરી હાસ્પિટલમા મોકલી. ત્યા ડૉક્ટરે તેના બન્ને પગ ઘોટી સુધી કાપી નાખ્યા આ રીતે તે બિચારી મરતા મરતા બચી પછી તે જલ્દી સારી થઇ ગઇ તથા ટેકાથી ચાલવા લાગી છેવટે લનયુગ મિશનરી સ્કુલમાં ભણી ગણી હોશિયાર થઈ અને એ મૂર્ખ રિવાજનો ભોગ થતી અટકી.

ચીના લોક આપણા હિંદુ લોકની માફક પરંપરાથી ચાલતી આવેલી રૂઢીને વળગી રહેનારા છે. પછી તે રૂઢિ ગમે તેટલી

મૂર્ખતા ભરેલી હોય કે ક્રૂર હોય તે માટે તેઓ જરા પણ વિચાર કરતા નથી.

ચીના લોકનો લગ્ન રીવાજ એ કેટલેક અંશે આપણા લોકના લગ્નરીવાજ જેવોજ હોય છે. તેમનામાં વીસ વરસ પછી કોઇ પણ પુરૂષ લગ્ન કર્યા વગર રહેતો નથી. ચીના લોકમાં એકજ પત્ની કરવાનો ચાલ છે. પણ જો તેને સંતતિ ન હોય તો બીજી સ્ત્રી કરે છે. બીજી સ્ત્રી કરતાં પહેલી સ્ત્રીને છુટાછેડા કરી આપવા પડે છે. લગ્ન થાય તે રાત્રી સુધી કન્યા પોતાના વરનું મોં પણ જોઈ શકતી નથી. લગ્ન વિષે વાતચીત કરવાનું કામ ગોર કરે છે. જો કન્યાના બાપે માગણી કબુલ કરી તો કન્યાને વર તરફથી ભેટ આવે છે. કન્યાની જન્મોત્રી બંને પક્ષ જોશી તરફથી તપાસીને જુવે છે. અને બંનેના ગ્રહ મળતા આવે તો સગાઈ નક્કી કરવામાં આવે છે. આટલું થવાથી સગાઇ નક્કી થતી નથી. કારણ કે સગાઇ થયા પછી ત્રણ દિવસના વચ ગાળામાં વર કન્યાના ઘરમાંની કોઇ કિંમતી જણસ ભાંગી કે ચોરાઈ તો તેને અપશુકન તરીકે ગણાય છે. સગાઈ થએલા દિવસથી કન્યા પડદામાં રહે છે. વરનો બાપ કન્યાના બાપ પાસેથી તેની શક્તિ મુજબ કરીયાવળ (ચાંદલો) લે છે. કરીયાવળની બધી રકમ હાથમાં આવ્યા વગર લગ્ન લેવાતું નથી. કન્યા નાની હોય તો ચાંદલાની રકમ પણ નાની હોય છે. ચીના લોક આપણા લોકની પેઠે લગ્નકાર્યમાં આપણી શકતી કરતાં વધારે ખર્ચ કરે છે. ગમે ત્યાં જોઇએ તો જે સબલ હોય છે તે નિર્બલ પર જોઇએ તેવો જુલમ કરે છે, એ કુદરતી નિયમ છે. ચીન દેશમાંના લોકોએ પોતાની સ્ત્રીઓને ઘણી પછાત સ્થિતીમાં રાખી છે. અને તેમની મન માને તેવી નિંદા પણ કરી છે. ચીન દેશમાં કનફ્યુશિઅસ એ નામનો એક મહા તત્વજ્ઞાની થઈ ગયો. તેણે પોતાના ગ્રંથમાં એવું લખ્યું છે કે " બધા દેશોમાં સ્ત્રીઓને સંભાળવી એ ઘણું કઠણ કામ છે. જો તમે તેમની સાથે વધારે પરિચય રાખો તો તેઓ તમારા

માથાપર ચઢી બેસશે. અને જો તમે તેમને દુર રાખશો તો તેઓ સદા ઉદાસ રહેશે.

નીચે જણાવેલા સાત અપરાધોમાંથી કોઈ પણ એક અપરાધ સ્ત્રીઓના હાથથી થયો તો તેનો વર તેને છુટાછેડા કરી આપે છે. ૧. સાસુસસરાનો હુકમ તોડવાથી. ૨. સંતતિ ન થવાથી. ૩. વ્યભિચારી થવાથી. ૪. દ્વેષી સ્વભાવની થવાથી. ૫. રક્તપિતિ જેવા મહારોગ થવાથી. ૬. બહુ વાચાળપણાથી. ૭. અને ચોરી કરે તો. પરંતુ આથી ઉલટું વર ગમે તેવો હોય તો પણ સ્ત્રીથી છુટાછેડા થઇ શકતા નથી. તેને ઉપદેશના બે શબ્દો કહેવાનો પણ કન્યાનો અધિકાર હોતો નથી. તેમજ કોઇ પણ રીતે તસદી દેવાનો પણ હક હોતો નથી.

પરણેલી સ્ત્રીને એટલો ત્રાસ વેહેવો પડે છે, છતાં આગળપર વર કેવો નીકળશે તેની પહેલાં ખબર ન પડવાથી કેટલીક સ્ત્રીઓ એના લીધેજ લગ્ન કરતી નથી. તેઓ પોતાની આખી જંદગી બૌદ્ધ મઠમાં પરિવ્રાજીકા થઈ ગાળે છે. કાંતો આત્મહત્યા કરી લે છે. તેમનામાં વિધવાવિવાહ હલકો માને છે. ધનવાન લોકોમાં વિધવાવિવાહ જવલેજ થાય છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ પેટ ભરવા માટે બીજો વર કરે છે. કેટલીક વિધવા સતિ થાય છે. સતિ થવાનો વિધિ બધાંની સામે થાય છે. તેમના ધર્મશાસ્ત્રમાં સતિ થનાર સ્ત્રીને શી ફલપ્રાપ્તિ થશે એ માટે એવું કહ્યુ છે, કે સતિ થનારને અક્ષય સ્વર્ગવાસ મળશે અને પરલોકમાં તેને પતિનો મેળાપ થશે. તે સતિ થાય છે એટલે વરના મુડદા સાથે જીવતી બળી જતી નથી. પણ ગળાને ફાંસો નાખી મરી જાય છે. જે જગાપર તે સતિ થાય છે તે જગાપર તેના નામનું સ્મારક કરેલું હોય છે.. ચીના લોક હિંદુઓની પેઠે છોકરો થવાથી મહોત્સવ કરે છે. પણ કન્યા થાય તો મોટું દુઃખ માને છે.

ચીના લોક પોતાનાં છોકરાંને વેચે છે. તેમનામાં કન્યા ન વેચવી એવો નિયમ છે. તે નિયમનો ઉપયોગ જરાપણુ થતો નથી.. ઘણા લોકો

છોકરીને ઉછેરવાનો ત્રાસ બચે માટે છોકરી ઉપજી કે તુરત તેને પાણીમાં ડુબાડી જીવતી મારે છે. એવી બાલહત્યા ન થાય તે માટે ઘણા નિયમો કરી રાખ્યા છે. પણ તે નિયમો ઉપર મુજબ પળાતા નથી. ઘણા લોક એવા ઉદ્દગાર કાઢે છે કે કન્યાને પાળી પોશી મોટી કરવાથી શો લાભ છે? જ્યારે તે નાની હોય છે ત્યારે તે તદ્દન ભારરૂપ હોય છે અને જ્યારે તે જુવાનીમાં આવે છે ત્યારે લગ્ન કરી જતી રહે છે. ચીન દેશના કેટલાક તળાવને કિનારે એવા બોર્ડ લગાડ્યા છે કે એ તળાવમાં છોકરી ડુબાડવી નહિ, તથા મારવી નહિ.

સાધારણ સ્ત્રી વર્ગના પગ ન્હાનપણથી બાંધવામાં આવતા નથી. તપાસ કરતાં જણાઈ આવ્યું છે કે, ચીનમાં અનેક જ્ઞાતિઓ છે તેમાંની અમુક જ્ઞાતિમાંજ તે દુષ્ટ રિવાજ છે. ચીની સ્ત્રીઓ સતત ઉદ્યોગી હોય છે એ તેમનો સદ્દગુણ આપણી બ્હેનોએ ગ્રહણ કરવા જેવો છે. કોઇ પણ ચીની સ્ત્રી નકામી બેસી રહેશે નહી. ફટાકીયા બનાવવા, સીગારેટ બનાવવી, ચાહની ખેતી, કાગળ બનાવવા, ઇત્યાદિ અનેક ઉદ્યોગોમાંનો કોઇપણ ઉદ્યોગ કરતી સતત જોવામાં આવશે તેમનામાં ઉદ્યોગ શીલતા, અને સંપીલાપણું એ બે એવડા મોટા ગુણો છે કે તેનું અનુકરણ આપણે કરવુંજ જોઇએ હાલ ચીનાઈ વિચારો, શિક્ષણ, રીતરિવાજ, ઉદ્યોગ ઇત્યાદિમાં સુધારો વધારો ઝપાટબંધ થતો જાય છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

# જાપાનની સ્ત્રીઓ.

જાપાન દેશ ચીન દેશની પૂર્વે છે. પૂર્વ તરફના દેશોમાં જાપાને સુધારામાં સૌથી આગળ પગલું લીધું છે. જાપાની લોકના શરીરનો રંગ પીળો છે. તેમના વાળ કાળા તથા લાંબા હોય છે. ગાલના હાડકાં ઊંચાં હોય છે. જાપાનીઓનો અંગ્રેજો સાથે મુકાબલો કરીએ તો એવું જણાઇ આવે છે કે જાપાનીઓનું શરીર સ્થૂલ હોય છે. તેમની જાંઘ ટુંકી હોય છે. અને શરીરની ઉંચાઈ થોડી હોય છે. સામાન્ય રીતે જોતાં જાપાની પુરૂષની ઉંચાઇ યૂરોપીઅન સ્ત્રીઓ જેટલી હોય છે. તેમની સ્ત્રીઓની ઉંચાઇનું પ્રમાણ પુરૂષો કરતાં ઘણું ઓછું હોય છે. જાપાની સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે સુંદર હોય છે. તેમના શરીરનો રંગ ગોરો તથા સુંદર હોય છે. તેમના ગાલ રતાશ પડતા હોય છે. નાની છોકરીનું મોં ઘણુંજ સુંદર તથા રળીયામણું લાગે છે. વળી તેઓ સુંદર વાળ ઓળી પોતાનું મોઢું વધારે સુંદર બનાવે છે. તેમની ચાલરીત ઘણીજ પસંદ કરવા લાયક છે. ને તેમનો અવાજ ઘણો મધુર તથા મોહક હોય છે. ઝીણી નજરે જોવાથી એવું જણાઈ આવે છે કે જાપાનીઓ એ છોકરવાદી છે. તેઓ મનરંજક વાતોના ઘણા શોખીલા હોય છે. નવી કોઈ પણ વાત નીકળી કે તેઓ તુરત તેની પાછળ પડે છે. પણ તેમને તેનો તુરતજ કંટાળો આવે છે. ખરૂં જોતાં જાપાનીઓ સુસ્વભાવવાળા છતાં એક બીજાની સાથે પ્રેમથી વર્તનારા હોય છે. જાપાની સ્ત્રીઓ પોતાનું મોં ઘણું ગોરૂં દેખાય તેની ખાતર તેઓ પોતાના મોંને સફેદ પાવડર લગાડે છે અને હોઠને લાલ રંગ લગાડે છે. પહેલાં જાપાની સ્ત્રીઓ પતિના મનમાં પોતાને માટે વ્યભિચાર શંકા ન આવે તેથી તે પોતાના પાપણના વાળ કાપી અને દાંતને કાળા કરી પોતાનું સુંદર મોં કુરૂપ કરી મુકતી હતી. પણ

તેને સ્વર્ગલોકમાં વાસ નથી. તે ચિરકાલ નરકલોકમાં અન્નપાણી વગર ટળવળતા પડે છે. એ માટે તેમને પુત્રપ્રાપ્તિની ઘણી ઇચ્છા રહે છે. હિંદુ લોક પણ એજ હેતુથી લગ્ન કરે છે. જાપાનમાં બાલપણમાં લગ્ન કરવાની રીત નથી. છોકરો સોળ વરસનો થાય અને છોકરી તેર વરસની થાય ત્યારે લગ્ન કરે છે. છોકરો ઉમરમાં આવે એટલે માબાપનું ખાસ કર્તવ્ય હોય છે કે તેને યોગ્ય વધૂ જોઇ આપવી. એ કામ માટે તેઓ એક મધ્યસ્થ માણસ નીમે છે. એ મધ્યસ્થ તે જુવાન યુગ્મને જીંદગી સુધી મિત્રતા જેવો સંબંધ રાખે છે. વર કન્યા વચમાં વઢવાઢ કે તકરાર ઉભી થાય તો તેનો તે ચુકાદો આપે છે. વરવધૂનું જોડું મરજીમાં આવે ત્યારે એ મધ્યસ્થની મરજી મુજબ એક બીજાને મળવાનો સમય નક્કી કરે છે. અને તેઓ "પરસ્પર દૃષ્ટિ" એવું કહે છે. જ્યારે એ બંને જુવાનીયોને તારા મૈત્રક તરી કે એક બીજાને અવલોકન કરવાનો ટાઇમ મળે છે, ત્યારે કોઇ કોઇ વખતે તેઓ એક બીજા સાથે વાતચીત પણ કરે છે. જો બન્નેમાંથી કોઈપણ એક વાંધો લે તો પછી લગ્ન ફોક કરવામાં આવે છે. પણ ઘણો ખરો એવો પ્રકાર નજરે પડે છે, કે ભાવી વધૂવર પોતાના માબાપની ઇચ્છા પ્રમાણે ચાલે છે. ઘણું કરી છોકરીએ પોતાના માબાપનું સાંભળવુંજ જોઇએ. જો એક બીજાને એક બીજાએ જોઈ અનુકૂળ મત બતાવે તો પછી ભેટ આવવા કરવાની શરૂવાત થાય છે. તે પરથી સગાઇ થઈ છે એવું માનવામાં આવે છે. પછી બન્નેમાંથી એક બીજાને વિવાહભંગ કરવો હોય તો કરી શકાતો નથી. પછી લગ્ન માટે કોઈ શુભ દિવસ નક્કી કરે છે. જાપાનીઓ સફેદ પહેરવેશ સુતકી તરીકે માને છે. લગ્નને દિવસે કન્યા સફેદ કપડાં પહેરે છે. એ પરથી એવું જાણવામાં આવે છે, કે કન્યાનું હંમેશ માટે પારકાં ઘરમાં જવું. તે એક પ્રકારનું મરણ કેમ નહિ ગણાય ? કન્યાનાં માબાપને તો તે મરણ સમાન છે. કારણ મરતાં સુધી તે વરનું ઘર છોડતી નથી. લગ્ન થાય

છે તેજ રાત્રે મધ્યસ્થ માણસ અને તેની સ્ત્રી, કન્યાને વરને ઘેર પહોંચાડે છે. ઘરમાં કોઈ માણસ મર્યું અને તેનું પ્રેત સ્મશાનમાં ગયું એટલે જેમ ઘર ધોઇ સાફ કરે છે તેમ કન્યાનો બાપ પોતાનું ઘર ધોઈ સાફ કરે છે. વરના બાપને ઘેર લગ્નની મોટી જ્ઞાત જમે છે. આ પ્રસંગે મોટા મહત્વનો વિધિ એટલે કે, વર કન્યાએ એક સુંદર ગ્લાસમાંથી ત્રણ ત્રણ વખતે મદ્ય પ્રાશન કરાવવાનો હોય છે. તેઓ તે ગ્લાસમાંથી બધું મદ્ય પ્રાશન કરતાં નથી. ફક્ત ગ્લાસ મોંઢે લગાડે છે ત્યાર પછી કપડાંની આદલા બદલી કરવાનો અત્યંત જરૂરી વિધિ થાય છે. કન્યા તુરત એક કોટડીમાં જઈ રંગીન કપડાં પહેરી આવે છે અને વર પણ બીજી કોટડીમાં જઇ પોતાનાં કપડાં બદલી આવે છે. ભોજન થયા બાદ મધ્યસ્થ પુરૂષ અને તેની સ્ત્રી આ તે નવાં જોડાને તેમની ઓરડીમાં લઈ જાય છે. પછી ત્યાં ફરી દારૂના પ્યાલા નવ વખત પીધા બાદ પ્રતિજ્ઞા લે છે. આ વખતે પ્રથમ વર મદ્યપાન કરે છે. કારણ તે હવે તે સ્ત્રીનો પ્રભુ તથા ધણી થયો. પણ પહેલી વખતે કન્યા મદ્યપાન કરતી હતી. કારણ તે વખતે તે કન્યા ઘરની પરોણી હતી. આવી રીતે લગ્ન સમારંભ કરવામાં આવે છે, અને લગ્ન થયાની ખબર સરકારી અધિકારીને આપે છે.

કન્યાના માબાપને પુત્ર ન હોય તો જમાઇને ઘરમાં રાખે છે. એમ થવાથી જમાઇને પોતાની અટકનો ત્યાગ કરવો પડે છે. અને સ્ત્રીની અટક ધારણ કરવી પડે છે. હિંદુ લોકની માફક સ્ત્રીએ જરાપણ સ્વતંત્રતાથી રહેવું કામનું નથી. આપણી પેઠેજ તેમની સ્ત્રીઓની અજ્ઞાનપણાની ત્રણ અવસ્થા છે નાનપણમાં માબાપનાં તાબામાં રહેવું, પછી વરના તથા તેનાં માબાપનાં તાબામાં રહેવું જોઇએ. અને વૈધવ્ય સ્થિતિમાં પુત્રને તાબે રહેવું જોઇએ. જાપાનીઓમાં એક મોટો પ્રસિદ્ધ ગ્રંથ છે. તેનું નામ "સ્ત્રીઓ માટે વધારે જ્ઞાન" એવા અર્થવાળું છે. એ ગ્રંથમાં સ્ત્રીઓનું કર્તવ્યકર્મ શું છે તેનું વિવેચન કર્યું છે. તેમનામાં જે

# તિબેટની સ્ત્રીઓ.

પૃથ્વીપર જેટલા દેશ છે તે સર્વમાં તિબેટ ઘણો ઉચ્ચ પ્રદેશ છે. આપણે આકાશમાં વાદળાં આવેલાં જોઇએ છીયે તે જમીનથી કોઈ કોઈ વખત બે કે ત્રણ માઇલ ઉચાં હોય છે. જમીનથી વાદળાં જેટલાં ઉચાં છે તેટલોજ તિબેટ એ જમીનની સપાટીથી ઉચો છે. આ દેશ ઉંચાઇની બાબતમાં જેમ લક્ષમાં રાખવા જેવો છે તેમજ તે ત્યાંના લોકના વિચિત્ર રીતભાતની બાબતમાં પણ લક્ષમાં રાખવા જેવો છે.

તિબેટ હિન્દુસ્તાનની ઉત્તરમાં કોહિલન અને હિમાલય પર્વત એ બંનેની વચમાં છે. આ દેશનો આકાર હિંદના અરધા ભાગ જેવો છે. તિબેટી લોકના શરીરનો રંગ પિળચટો હોય છે. ગાલપરના હાડકાં ઉંચાં હોય છે. તેમનાં નાક પહોળાં હોય છે અને તેઓ એટલા ચપટાં હોય છે કે તેના લીધે તેમનાં નસકોરાં દેખાતાંએ નથી. તેમની આંખો નાની તથા કાળી હોય છે. તે વળી તીરછી હોય છે, તેમની આંખોની પાંપણો જાડી હોય છે. અને તે દેખવામાં ન આવે એવી હોય છે. તેમનું મોં પહોળું હોય છે. ઓઠ પુર્ણ હોય છે. તેમના કાન જાડા, મોટા તથા આગળ આગળ આવેલા હોય છે. અને તેમની કિનાર મોટી તથા વાંકી ચુંકી હોય છે. તેમના વાળ કાળા, લાંબા, ઘોડાના વાળ જેવા જાડા તથા બરછટ હોય છે. તેમના શરીરનો બાંધો ઠીંગણો ને ટાપટીપવાળો હોય છે. પુરૂષના મોંઢાપર વાળ હોતા નથી. પુરૂષની સાધારણ ઉંચાઇ પાંચ ફુટ ચાર ઈંચ હોય છે. અને સ્ત્રીઓની ઉંચાઈ પાંચ ફુટ હોય છે. તિબેટના લોક ઘણાજ ગંદા હોય છે. તેઓ વરસમાં એકાદ વખત તથા તહેવારના દિવસે ફકત સ્નાન કરે છે. તેઓ શરીરપર એક વખત કપડાં ચઢાવે છે તે ફાટી ચીથરાં થતાં સુધી

એક મોટો કનફ્યુશિયસ એ નામનો સત્પુરૂષ થઈ ગયો તેણે સાત વાતોમાં છુટાછેડા કરવા એવું કહ્યું છે. તે વાતો આ પ્રમાણેઃ—

૧. વરના માબાપની આમન્યા તોડવી. ૨. સંતતિ ન થાય. ૩. ઇર્શ્યાબાજી કે તોફાન. ૪. વ્યભિચાર શંકા. ૫. મહારોગ જેવા રોગ થવા. ૬. બહુ બોલી. ૭. ચોરી કરવી વગેરે. લગ્ન થયા પછી બાપડીનું આ જરૂરી તથા પવિત્ર કર્તવ્ય છે, કે તેણે પોતાનાં સાસુસસરાનો સન્માન રાખવો, અને વરને પ્રભુ તરીકે માનવો કનિષ્ઠ જ્ઞાતીના લોકમાં છુટાછેડા કરવાના દાખલા ઘણા મળે છે. અને ઉંચ જ્ઞાતિમાં કોકજ થાય છે. જાપાનીઓની પોતાની સ્ત્રીઓ વિષે એવી માન્યતા છે, કે તે આપણી દાસી એટલે ગુલામડી છે, તો પણ તેઓ સ્ત્રીને બોલાવે છે ત્યારે તેને "સન્માનનીય સ્વામિની" કહી બોલાવે છે.

જાપાનમાંનો કેળવાયેલો વર્ગ ઇંગ્રેજની રીતભાતનું જ્ઞાન થવાથી જાગૃત થયો છે. તેઓને પોતાની સ્ત્રીઓની સુધારણા કરવાની ઇચ્છા થઇ છે. તેમનામાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર ઘણાજ ઝપાટાથી ચાલે છે. તેને લીધે સ્ત્રીઓ તરફથી સુધારાંના કામને જરા પણ વાંધો આવતો નથી.

હાલમાં જાપાન દુનિયાંના સ્વતંત્ર મહારાજ્યોની પંક્તિમાં ગણાય છે. જાપાને ૪૦-૫૦ વર્ષમા પોતાની ઉન્નતિ કરી છે. જે દેશ આખો એક હોય ને જ્યાં એક જાત, એક ધર્મ, એક ભાષા, અને એકજ લિપિ હોય ત્યાં સુધારણાને વધતાં વિલંબ થતોજ નથી. આપણા દેશમ પુરૂષોએ "બૈરાં "વિચારો એટલે કે" "ડોસીશાસ્ત્ર" સ્વીકાર્યાથી સામાજિક સુધારામાં ઘણું પાછું પડાયુ છે. આ માન્યતામાં સ્વભાવતઃ સુધારામાં આગળ વધવામાં આપણાં બૈરાં શાસ્ત્રો આડાં આવે છે— અર્થાત્ સ્ત્રીઓજ પોતાના હઠથી જૂના રીવાજને વળગેલી રહેવાથી તેઓ વિઘ્નરૂપ થઈ પડી છે તેમ જાપાનની સ્ત્રીઓએ પોતાના દેશના સુધારામાં વિઘ્નરૂપ થઈ પડી નથી એ વાત આપણી બ્હેનોએ ઘણી લક્ષ્યમાં રાખવા જેવી છે.

# તિબેટની સ્ત્રીઓ.

પૃથ્વીપર જેટલા દેશ છે તે સર્વેમાં તિબેટ ઘણો ઉચ્ચ પ્રદેશ છે. આપણે આકાશમાં વાદળાં આવેલાં જોઇએ છીયે તે જમીનથી કોઈ કોઈ વખત બે કે ત્રણ માઇલ ઉચાં હોય છે. જમીનથી વાદળાં જેટલાં ઉચાં છે તેટલોજ તિબેટ એ જમીનની સપાટીથી ઉચો છે. આ દેશ ઉંચાઇની બાબતમાં જેમ લક્ષમાં રાખવા જેવો છે તેમજ તે ત્યાંના લોકના વિચિત્ર રીતભાતની બાબતમાં પણ લક્ષમાં રાખવા જેવો છે.

તિબેટ હિન્દુસ્તાનની ઉત્તરમાં કોહિલન અને હિમાલય પર્વત એ બંનેની વચમાં છે. આ દેશનો આકાર હિંદના અરધા ભાગ જેવો છે. તિબેટી લોકના શરીરનો રંગ પિળચટો હોય છે. ગાલપરના હાડકાં ઉચાં હોય છે. તેમનાં નાક પહોળાં હોય છે અને તેઓ એટલા ચપટાં હોય છે કે તેના લીધે તેમનાં નસકોરાં દેખાતાંએ નથી. તેમની આંખો નાની તથા કાળી હોય છે. તે વળી તીરછી હોય છે, તેમની આંખોની પાંપણો જાડી હોય છે. અને તે દેખવામાં ન આવે એવી હોય છે. તેમનું મોં પહોળું હોય છે. ઓઠ પુર્ણ હોય છે. તેમના કાન જાડા, મોટા તથા આગળ આગળ આવેલા હોય છે. અને તેમની કિનાર મોટી તથા વાંકી ચુંકી હોય છે. તેમના વાળ કાળા, લાંબા, ઘોડાના વાળ જેવા જાડા તથા બરછટ હોય છે. તેમના શરીરનો બાંધો ઠીંગણો ને ટાપટીપવાળો હોય છે. પુરૂષના મોંઢાંપર વાળ હોતા નથી. પુરૂષની સાધારણ ઉંચાઇ પાંચ ફુટ ચાર ઇંચ હોય છે. અને સ્ત્રીઓની ઉચાઈ પાંચ ફુટ હોય છે. તિબેટના લોક ઘણાજ ગંદા હોય છે. તેઓ વરસમાં એકાદ વખત તથા તહેવારના દિવસે ફકત સ્નાન કરે છે. તેઓ શરીરપર એક વખત કપડાં ચઢાવે છે તે ફાટી ચીથરાં થતાં સુધી કાઢતા નથી. એવું છતાં તેઓ ઘણા નિરોગી તથા ઘણા બળવાન હોય

છે. તેમની સ્ત્રીઓ પુરૂષોના જેવીજ મજબુત હોય છે. તેમનું આયુષ્ય ઘણું લાંબું હોય છે. તેમનો સુર ઘણો જાડો તથા કર્કશ હોય છે.

તિબેટ એ તેમના લગ્નરીત વિષે ઘણો પ્રસિદ્ધ દેશ છે. એકી વખતે એક સ્ત્રીસાથે લગ્ન કરવાની રીતને એક પત્નીવ્રત કહે છે. એકજ વખતે એક કરતાં અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની રીતને બહુપત્નિકત્વ કહે છે. એક સ્ત્રીને એકજ વખતે એક કરતાં વધારે વર કરવાની રીતને બહુપુરૂષત્વ કહે છે. એ છેવટની રીત તિબેટી લોકોમાં છે. એક વખતે એકજ સ્ત્રીએ અનેક પુરૂષ સાથે લગ્ન કરી રહેવાની રીત જુના વખતમાં કેટલાક દેશોમાં હતી. જે દેશોમાં એકજ વખતે અનેક વર કરવાનો રીવાજ છે તે લોક આ રીવાજનું મંડન કરવા માટે બે કારણ રજુ કરે છે. પહેલું કારણ એવું દર્શાવે છે કે જે દેશના પુરૂષ પોતાનું કુટુંબ છોડી ઘણા દિવસ દૂરના દેશમાં પ્રવાસ કરે છે એવા પ્રસંગે તેમનાં બૈરાં છોકરાંનું અને માલમત્તાનું સંરક્ષણ કરવા માટે અને તેમની સારી લાગણી રાખવા માટે કોઈ પણ પાસેનો સગો હોવો જોઇએ. એજ હેતુથી એક સ્ત્રીને એક વખતે અનેક વર કરવાની રીત પડી હોવી જોઇએ. બીજો હેતુ એવો હોવો જોઇએ કે જે દેશમાં ગુજરાનનાં સાધનો મોંઘાં છે વળી દાખલા તરીકે પ્રવાસ કરવા જવાનો અભાવ છે. એવા દેશમાં લોકસંખ્યા વૃદ્ધિંગત થવા પ્રતિબંધ થયો જોઇએ, એ હેતુથી એક સ્ત્રીને અનેક વર કરવાનો રીવાજ પડ્યો હશે. તિબેટમાં નાનાપણમાં લગ્ન કરવાનો રીવાજ છે. માબાપ પોતાના છોકરા છોકરીનાં લગ્ન નક્કી કરે છે. એવાં બાળપણમાં લગ્ન થએલાં વર કન્યા કેટલાંક વર્ષ સુધી પોતપોતાના માબાપને ઘેર રહે છે. જેમનાં લગ્ન માબાપે નાનપણમાં કર્યાં નથી એવા જુવાન પુરૂષને લગ્ન કરવાની ઇચ્છા થાય કે પ્રથમ તે પોતાને યોગ્ય કન્યા પસંદ કરે છે. કન્યા પસંદ કર્યા પછી તે તેનાં માબાપને ઘેર જાય છે. તે વખતે તે પોતાની સાથે ખીર નામનો એક જાતનો દારૂ લઇ જાય છે. તે દારૂ તે કન્યાના ઘરનાં માણસો સાથે પીયે છે. ફરી બીજી

વખતે દારૂ લઈ જાય છે, અને તે પ્રથમની માફક પીયે છે. ત્યાર પછી તે ત્રીજી વખતે દારૂ લઈ જાય છે. આ પ્રસંગે તેણે પસંદ કરેલી કન્યા તેને મળે છે. અને લગ્ન દિવસ નકકી કરે છે. તિબેટના કેટલાક ભાગમાં વર કન્યાને કિંમતી વસ્તુનો નજરાણું મોકલે છે એટલુંજ નહિ પણ કન્યાનાં માબાપ વર તરફથી પૈસા મેળવવાની ઇચ્છા રાખે છે. મોટા ભાઈ તથા તેના બધા નાના ભાઇ એક સાથે લગ્ન કરે છે. ઘરના મોટા માણસનું ઘડપણ થયું કે તેઓ એક નાની ઝુંપડીમાં જઈ રહે છે. ને ઘરના જેષ્ઠ પુત્ર કુટુંબનો માલિક ગણાય છે. તેને ઘરના નાંના બાળકો "મોટા બાબા" કહે છે. અને તેમના નાનાભાઇને "નાના બાબા" કહે છે. તેમની સ્ત્રીઓને દીયર સાથે વરના જેવો વહેવાર રાખવામાં આનન્દ લાગે છે. તેઓ મોટા ઠાઠથી એવું કહે છે કે અમારી સંભાળ કરવા માટે અમને એક માણસના બદલે ત્રણ કે ચાર માણસો મળે છે. એમાં અમારૂં શું નુકસાન છે. જો ફક્ત અમને એકજ વર હોત અને તે જો મરી જાય તો અમને વૈધવ્ય દશા પ્રાપ્ત થાય. પણ ત્રણ કે ચાર વર હોય તો અમને કોઈ દિવસ પણ વૈધવ્ય આવે નહિ. અને અમારૂં અખંડ સૌભાગ્ય કાયમ રહે!! ત્યાંના લોકોમાં એવો રીવાજ છે કે જ્યારે કન્યા પોતાના વરના ઘરમાં પહેલવેલી પ્રવેશ કરે છે, ત્યારે તે ગામનાં સ્ત્રીપુરૂષો ત્યાં એકઠાં થાય છે. અને દરેક જણ થોડા ઘણા પૈસા કન્યાના હાથમાં આપે છે. આ પૈસા તે ઘરેણાં કે કપડાં કરવામાં વાપરતી નથી. તે પૈસાથી જમીન વેચાથી લે છે. એ જમીનથી જે પેદાશ થાય છે તેનાપર તેની પોતાની માલકી હોય દરેક વર્ષે જે દાણો આવે તે એકઠો કરી આગળ જતાં તેનું દાણાનું એક મોટું કોઠાર થાય છે. જો આગળ તેને વર ઘરમાંથી કાઢી મુકે તો તેને એ એક પોતાનું ગુજરાન ચલવવામાં મોટું સાધન હોય છે. તેમની આ વિચિત્ર રીતથી ઘણી છોકરીઓને વર મળતા નથી. પછી એવી સ્ત્રીઓ જોગણો થાય છે, અને તેમના માટે જે મઠ બાંધેલા હોય છે તેમાં

જઈ રહે છે. ત્યાં લખતાં વાંચતાં શીખે છે. તે ઉપરાંત તિબેટિયન પવિત્ર ધર્મગ્રંથ છે તેની નકલો કરે છે. કારણ તેમનામાં છાપવાની કલા નથી તેના લીધે લોકો હાથે લખેલી પ્રતો વેચાથી લે છે. તેમજ તે મઠમાંનો ધર્મવિધિ ચલાવવામાં મદદ કરતાં હોય છે. હરેક મઠને પરોપકારી લોક તરફથી જમીન મળેલી હોય છે. તેની ખેતી કરવાના કામમાં એજ સ્ત્રીઓને કામમાં લગાડે છે. તેના લીધે તેમને રોજી મળે છે. એકજ વખતે પુરૂષે અનેક સ્ત્રી સાથે લગ્ન કરવાની રીત અને એક સ્ત્રીએ એકજ વખતે અનેક વર કરવાની રીત એ બન્ને વાતો ઘણી નિંદ્ય છે. દરેક પુરૂષે એક સ્ત્રી અને દરેક સ્ત્રીએ એકજ વર કરવાની ઉત્તમ રીત છે. પોતાનો વર મરવાથી સ્ત્રીએ અને પોતાની સ્ત્રી મરવાથી પુરૂષે ઇચ્છા હોય તો પુનર્લગ્ન કરવું. અનેક સ્ત્રી કરવી અને અનેક વર કરવા એ બન્ને રીતો ઘણી જુલમી તથા અન્યાય ભરેલી છે. તેનાથી એવું પરિણામ આવે છે કે ઘણી સ્ત્રીઓને લગ્ન વગર રહેવું પડે છે. તથા ઘણી સ્ત્રીઓને વર મળતા નથી. એક પત્નીવ્રત અને એકપતિવ્રત પાળવાથી બન્ને વચ્ચે દૈવી પ્રેમ વાસ કરે છે.

પાંચ પાંડવોની વચ્ચે એક સ્ત્રી દ્રોપદી મહાભાતમાં પ્રસિદ્ધ છે. મૂળ કૌરવ પાંડવોના વંશજો તિબેટના હોવા જોઇએ અને તેઓએ હિંદમાં આવી પોતાનાં રાજ્યો જમાવ્યાં. એમ કેટલાક ઇતિહાસ કારો માને છે. આપણાં પુરાણોમાં પણ સગર રાજા, ગંગાવતરણ વગેરે બાબતો તેની સાક્ષી પૂરે છે. પાંચ ભાઇએ વચ્ચે એક સ્ત્રીનું પાંડવોનું દૃષ્ટાંત અને તેની ભરસભામાં લાજ લુંટવાનું દૃષ્ટાંત આર્યદેશના રીતરીવાજથી ઉલટું છે. આ લોકો તિબેટથી આવી, રાજ્યો જમાવી પડ્યા. તે વાત શ્રીકૃષ્ણ જેવા ચાલાક પુરૂષના ખ્યાલમાં આવતાં બંને ભાઇઓમાં લડાઈ ઉત્પન્ન કરી પરદેશીઓનું કાસળ કોઢયું, એવાત ઘણીજ ધ્યાનમાં રાખવા જેવીછે.

## ઇરાનની સ્ત્રીઓ.

પુરાતન કાળમાં ઇરાન એ મોટુ સામ્રાજ્ય તરીકે ગણાતું હતું. હિન્દુસ્તાનનો ઘણો ખરો ભાગ તેઓના અમલ નીચે હતો. ઇરાનીઓ પોતાના રાજાને "શાહ" કહે છે પણ હવે તેની રાજસત્તા ઘણી નષ્ટ થઈ છે. ઇરાન દેશની લોકસંખ્યા ઘણી મિશ્રિત છે. ઇરાનમાં ઇરાની લોક સિવાય તુર્ક, બલુચી, હિન્દુ, જાટ, આર્મિનિયન વગેરે ભટકનારા લોકોની સંખ્યા ઘણી મોટી છે પારસી લોક પણ મૂળના રહેવાસી કહીએ તો ઇરાનના છે. તેઓ ઇરાનમાથી આ દેશમાં આવ્યા. તેમનામાંથી ઘણો લોક હજુ સુધી ત્યાંજ રહે છે. પ્રાચીન કાળના ઇરાની લોકની તેમના સુંદર શરીર તથા બાંધા વિષે તેમજ તેમની સ્ત્રીઓની સૌંદર્ય વિષે મોટી પ્રખ્યાતી હતી હાલના ઇરાનીઓ શરીરે ઊંચા, દેખાવડા અને કેટલાક ભાગે ગોરા છે તેમના વાળ કાળા છે. આંખો મોટી અને કાળશ પડતી છે. તેમનું નાક જરા વાંકું હોય છે. દાઢી લાંબી છતા તે રેશમ જેવી સુંવાળી હોય છે. સ્ત્રીઓની ઊંચાઈ સાધારણ હોય છે. અને તેમના શરીરનો રંગ ગોરો ને સુંદર હોય છે. જે સ્ત્રીની ભમર જાડી હોય છે, ને કપાળ ઉંચુ હોય છે તે સ્ત્રીની સુંદર સ્ત્રીમા ગણત્રી થાય છે તેના સૌંદર્યનાં લોક વખાણ કરે છે તેઓ પોતાની ભમર કાળા રંગે રંગે છે. તેમના વાળ લાંબા હોય છે. તે પોતાની પીઠપર છોડે છે કેટલીક સ્ત્રીઓના વાળ એટલા લાંબા હોય છે કે તે જમીન સુધી અડકે છે. તેઓ વાળની છેડે હિરાના, સોનાના, કે રૂપાના ગજાપ્રમાણે દાગીના પેહેરે છે. તેઓમા લાંબા વાળનું મોટુ ભૂષણ માને છે. જે સ્ત્રીના વાળ લાંબા હોતા નથી તે સ્ત્રી બનાવટી વાળ લાવી પેહેરે છે અને પોતાના વાળ લાંબા છે એવુ દેખાડે છે. ઇરાની સ્ત્રીઓ પોતાના હાથ તથા નખ લાલ રંગથી રંગે છે અને

મોંઢાપર પણ રંગનાં ટપકાં તથા છુંદણાં છુંદે છે. ગરીબ લોકની સ્ત્રીઓમાં છુંદણાં છુંદવાનો રિવાજ ઘણો છે. ઇરાની સ્ત્રીઓ આપણી સ્ત્રીઓની માફક ઘરેણાં ગાહાં પેહેરવામાં મોટો આનંદ માને છે. તેઓ કાનમાં, નાકમાં, હાથમાં અને ગળામાં દાગીના પેહેરે છે. તેઓને નકામી પંચાતી કરવી ઘણી ગમે છે. એક સ્ત્રીએ પંચાતી કરવા માટે ડૉક્ટર પાસે દવા માગી! કારણ તેનો વર તેને એવી બીક બતાવતો હતો કે જો તું પંચાતી કરવા શીખીશ નહિ તો હું તને છુટાછેડા આપીશ!! ઇરાની લોક પોતાની સ્ત્રીઓને પડદામાં રાખે છે. તેઓને પુરૂષને નજરે જરા પણ પડવા દેતા નથી. તેઓ જ્યારે ઘર બહાર જાય છે ત્યારે પોતાના મોંઢાપર બુરખો લે છે. આ બુરખો માથેથી તે પગ સુધી લાંબો હોય છે. આંખ પાસે ઝીણી જાળીનું કપડું લગાડે છે. તેના લીધે તેમને તેમાંથી દેખાય છે. સ્ત્રીઓ જ્યારે રસ્તામાંથી જાય છે અને તે વખતે જો કોઈ પુરૂષ નજરે પડયો નહિ તો મોંઢાપરનો બુરખો કાઢીનાંખી ચાલે છે. પણ ઓચિંતા એકાદ પુરૂષ નજરે પડયો, તો તુરતજ મોંઢાપર બુરખો લે છે. જો કોઈ મોટા પુરૂષની સ્ત્રી રસ્તામાંથી જતી હોય ને તેની સાથે જો નોકર ચાકર હોય તો તેઓ આગળ ચાલી રસ્તાપરના આવનાર જનાર માણસોને એવો હુકમ કરે છે કે "ભાઇઓ તમારી આંખો બીજી બાજુ કરો" જ્યારે શાહની રાણી રાજમહેલમાંથી નીકળી બીજે કયાંક જવાની હોય અને તેઓ જે જે રસ્તાપરથી જવાની હોય છે તે તે રસ્તાપરથી ઢંઢેરો પીટાવી એવું જાહેર કરે છે કે "આ શાહની રાણીઓ આજે ફલાણે વખતે જનાર છે તે વખતે તે રસ્તાપર એક પણ મનુષ્ય નજરે પડતો નથી. જો વખતે કોઈ મનુષ્ય જતો નજરે પડયો તો તેને તુરત શિરચ્છેદની શિક્ષા થાય છે. પણ હાલમાં એટલી ભયંકર શિક્ષા કરતા નથી.

ઇરાની લોકમાં આપણા લોકની માફકજ માબાપો પોતાના છોકરા છોકરીનાં લગ્ન કરી આપે છે, છોકરી કોને આપવાની અને તેનું લગ્ન

ક્યારે કરવાનું એ નક્કી કરવાનું કામ માબાપનું છે. કોઈ કોઈ વખતે તેઓ છોકરીનો વિવાહ બાળપણમાંજ કરે છે. પણ તે છોકરીની નજરે, તેને માટે મક્કી કરેલો વર, લગ્ન થતાં સુધી પડતો નથી. જ્યારે લગ્ન થવાનો સમય પાસે આવે છે ત્યારે વર કન્યા ગોર સામે ઉભા રહે છે, તે વખતેજ કન્યા વરને નજરે જોઈ શકે છે. વરને માટે પણ એવોજ પ્રકાર બને છે. જે સ્ત્રીસાથે લગ્ન થવાનું છે તે સ્ત્રી કેવી છે એ સમજી લેવામાટે તેને પોતાની માની કે બીજી સ્ત્રીઓની મરજીપર ભરોસો રાખી બેસવું પડે છે. જો માએ કે બીજી સ્ત્રીઓએ તેને છેતર્યો કે તેને મન-પસંદ સ્ત્રી મળી નહિં, તો તે તુરત તેની સાથે થયેલું લગ્ન રદ્દ કરે છે. પણ જો સ્ત્રીની મરજી મુજબ તેને પતિ ન મળ્યો તો તે બિચારીએ શું કરવું જોઇએ ? તેમનામાં એવો કાયદો છે કે સ્ત્રીએ કબુલ કર્યા વગર *લગ્ન થતું નથી*. જો લગ્નવિધી ચાલેલો હોય એવા અણીને વખતે કન્યાએ કહ્યું કે લગ્નમાં મારી જરાપણ સંમતિ નથી તો તેની સાથે તેનું લગ્ન ફોક થાય છે. પણ એટલે સુધી વાત જવલેજ આવે છે. અને સ્ત્રીઓ પણ પોતાનો અધિકાર કોઈ સમયેજ ઉપયોગમાં લાવે છે. લગ્ન વખતે બે પુરૂષ અને એક સ્ત્રી એવા ત્રણ સાક્ષીદાર હોય છે ને વગર લગ્ન કાયદા મુજબ યોગ્ય ગણાતું નથી. સ્ત્રીઓ પોતાના લગ્નનો દસ્તાવેજ પોતાની પાસે સંભાળથી રાખે છે. કારણ આગળ ઉપર તેનો વર તેને છુટાછેડા કરી દે તો આ દસ્તાવેજ બતાવવાથી તેના માબાપે તેના વરને આપેલો ચાંદલો પાછો મળે છે. આપણી માફક ઇરાની લોક પોતાનું લગ્ન ઘણા ઠાઠ-માઠથી કરે છે. વળી તે પ્રસંગે ગજા ઉપરાંત ખર્ચ કરે છે. તેના લીધે ઘણા કુટુંબોની પાયમાલી થઇ છે. વર કન્યાની લાયકાત મુજબ ત્રણ દિવસથી ૪૦ દિવસ સુધી લગ્નની જ્યાફતો ચાલેલી હોય છે. છેવટે ત્રણ જ્યાફતો તો જરૂર થવીજ જોઇએ એવી પરજી યાત રીત છે. પહેલા દિવસે લોક ભેગા થાય છે. બીજે દિવસે કન્યાના હાથ લાલ રંગથી રંગાવે છે. ત્રીજે દિવસે મોટા સમારંભથી વિધ સાથે લગ્ન થાય છે.

જ્યારે કન્યા પોતાની કોટડીમાં જાય છે ત્યારે વર તેની પાછળ તેની કોટડીમાં જાય છે. તે વખતે મોંઢુ જોવાનો અરીસો એવો પકડે છે કે તેમાં કન્યાના મોંઢાનું પ્રતિબિંબ પડે. પછી વર પ્રથમજ સ્ત્રીનું મોંઢુ જુવે છે. ત્યાર પછી વર સાકરનો કકડો લે છે. તેને ચાવી તેના બે કકડા કરે છે. તેમાંથી એક કકડો પોતે ખાય છે. અને બીજો કકડો પોતાની સ્ત્રીને આપે છે.પછી સ્ત્રીનાં પગમોજાં લઇ તેમાંથી એક ડાબા ખભાપર ને એક જમણા પગ નીચે મુકે છે. એટલું થયું કે લગ્ન વિધિ પૂર્ણ થયો માને છે !

મુસલમાની ધર્મશાસ્ત્રમાં એક પુરૂષને ચાર સ્ત્રી સાથે લગ્ન કરવાની છુટ આપેલી છે. આ સિવાય પોતાની શકિત મુજબ ઉપસ્ત્રીઓ ગુલામ તરીકે કરી લાવેલી સ્ત્રીઓ, અને નાટકશાળાઓ રાખવાની પૂરી છુટ છે. લગ્નસંબંધ કરતી વખતે સ્ત્રી તરફથી કેટલો ચાંદલો મળશે તેની પૂછપરછ કરે છે. નાતરાની સ્ત્રી કરવા વિષે જુદી જુદી રીતો છે. વળી તે વિષે નિયમ ઘણો વિચિત્ર તથા વિલક્ષણ છે. કેટલાક લોક એકાદ સ્ત્રીને સાથે ફકત બે માસ માટેજ નાતરૂં કરે છે. કોઇ કોઈ વખતે તો એના કરતાં પણ ઓછી મુદત સુધી વર વહુ મુજબ વહેવાર રાખવાનો ઠરાવ કરે છે. આવુ કરેવું એ સંશાસ્ત્ર છે એવું તેઓ સિદ્ધ કરી આપે છે. ઘણા ઇરાની તથા મુસલમાન લોક એકપતિવ્રત પાળવું ઘણું ઉત્તમ માને છે. બીજા કેટલાક સ્ત્રીને સંતતિ ન થાય તો બીજી સ્ત્રી કરે છે. તેમનામાં એવા ઘણા છે. દરેક વરસે નવી સ્ત્રી સાથે લગ્ન કરે છે. છુટાછેડા કરવા એ વરની ઇચ્છા ઉપર છે, પછી તેને સબળ કારણ હોય કે ન હોય! સ્ત્રીઓને મંદવાડ, આંધળાપણું કે વંધ્યા દોષ હોય એ કારણો છુટાછેડા કરવા પુરા થાય છે. વરનો ક્રોધ, વિચિત્ર સ્વભાવ કે લેહેરી સ્વભાવ હોય તો તે તેને છુટાછેડા કરી આપે છે. કોઇ કોઈ વખતે એવું થાય છે તેમના મનમાંથી એકાદ સ્ત્રીસાથે લગ્ન કરવાનું હોય તો તે સ્ત્રી એવી હઠ લે છે કે તમારી પહેલાંની સ્ત્રીને છુટાછેડા કરી ઘરમાંથી કાઢી મુકશો તોજ તમારી

સાથે લગ્ન કરીશ. એવુ થાયકે આ ઉદ્દલુમિયા પોતાની ગરીબ બિચારી સ્ત્રીને છુટાછેડા આપી ઘરમાથી કાઢી મુકે છે. છુટાછેડા કરેલી સ્ત્રીની સત્તા ફક્ત પોતાની છોકરીપરજ ચાલે છે અને છોકરાપર બાપની ચાલે છે જો કોઈ સ્ત્રીને પોતાના વરને છુટાછેડા કરી આપવા હોય તો કાજી પાસે જાય છે અને પગના જોડા ઊંધા ફેરવે છે એવી રીતે જો સ્ત્રીએ વરને છુટાછેડા કરી આપ્યા તો વર તરફથી તેને પોતાના ચાંદલાની રક્કમમાથી એક કોડી પણ પાછી મળતી નથી જે સ્ત્રીને મનમા વર સાથે આનદથી રહેવુ નહિ હોય અને વર તરફથી મજુરી મળે એવી ઇચ્છા હોય તો તે સ્ત્રી પોતાના વરને જે વાતથી ક્રોધ થાય તેવી વાત કરવાની શરુવાત કરે છે પછી તેના વરને એવુ લાગે છે કે આ પીડા હવે ઘરમાં નહિ જોઇએ. તેથી તે તેનો ચાદલો તેને પાછો આપી છુટાછેડા કરી દે છે જો કોઈ માણસ ગુસ્સાના જોરમા એવુ બોલ્યો કે મેં તને છુટાછેડા કરી આપ્યા છે પણ એટલા પરથી તે માણસે પોતાની સ્ત્રીને છુટાછેડા કરી આપ્યા એવુ સિદ્ધ થતું નથી તેણે આ શબ્દ ત્રણ વખત ઉચ્ચારવો જોઇએ સ્ત્રીએ મજુરી આપી હોય અને તેનું લગ્ન બીજા કોઈ સાથે થયુ નહિ તો તેને ફરી ઘરમા લે છે તથા તેના માટે ફરી ધર્મ વિધી વગેરે કાંઈ કરવો પડતો નથી જો સ્ત્રીએ વ્યભિચાર કર્યો તો તેનો કોર્ટ માર્ફત વિચાર થતો નથી, પણ તેના વરને તેને દેહાંત શિક્ષા કરવાની છુટ છે. ઇરાનના શાહના જનાનખાનામાં ઘણી સ્ત્રીઓ હોય છે તેમની હાનત સુખી હોતી નથી જો તેમને પુત્ર થાય તો સરકારમાથી થોડી નિમણુક મળે છે પણ જનાનખાનામાંથી કોઇ દિવસ બહાર જવુ નહિ જોઇએ જો નવો શાહ ગાદીપર બેસે તો જુના શાહના પુત્રને જાનથી મારી નાખશે કે તેની આંખો ફોડી નાખશે જે સ્ત્રીને પુત્ર થતો નથી એવી સ્ત્રીને નવો શાહ પોતાના દરબારમાના સરદારને ઇનામ તરીકે આપે છે તેઓ તેની પોતાની સ્ત્રી માફક બરદાસ્ત રાખે છે.

ઘણી સ્ત્રીસાથે લગ્ન કરવું અને મરજી પડે ત્યારે તેમને કાઢી મુકવી એ બંને વાતો કુટુંબસુખને હાનિહારક છે. અનેક સ્ત્રીસાથે વિવાહ કરવાથી અનેક અનર્થકારી પરિણામો આવે છે. પોતાનો વર આપણા માટે શૉક્ય લાવવાનો છે એવુ સ્ત્રીને ખબર પડતાંની સાથેજ તેના દુઃખની શરુવાત થાય છે. તેને ઘરમાં શૉક્ય આવવાથી જે દુઃખ થાય છે તેની ફક્ત કલ્પના કરવી પણ કઠણ છે. તેને હવે નવીજ ચિંતા પેદા થાય છે, કે આપણી શૉક્ય આપણા વરનું મન મારા વિષે દૂષિત કરશે, તેનું આપણા ઉપર જે પ્રેમ છે તે નષ્ટ થશે વરનું તથા આપણું હવે બનશે નહિ. આગળ પાછળ વર આપણને છુટાછેડા કરી આપસે. એવા વિચાર રાતદિન તેના મનમાં ઘોળાયાં કરે છે. તેથી એવુ પરિણામ થાય છે કે તે પોતાના વરની માલમત્તા ધીરે ધીરે લઈ જવાની શરૂવાત કરે છે. આગળ થોડાજ દિવસે તેનું અને તેના શૉકયનું બનતું નથી. છેવટે એવું ભયંકર પરિણામ આવે છે કે તે પોતાના શૉકયને ઝેર દઈ મારી નાખે છે. તેમના એક ધર્મગુરૂએ એવું વાચ્યું છે કે નરકલોકમાં ઘણાં ઘણાં દુઃખ છે. પણ મને તેની જરાપણ બીક નથી. કારણ પૃથ્વીપર તેના કરતાં પણ વધારે ખરાબ લોકો છે. તે લોકમાં મારૂ વસવાટ થયું છે મને લગ્નની બે સ્ત્રીઓ છે. તેમનાથી મને જે દુઃખ છે તેના આગળ નરકનું દુઃખ કાંઇજ નથી. મારી બન્ને સ્ત્રીઓ એક બીજા સાથે લઢે છે, ગાળો દે છે, દ્વેષ કરે છે અને મારી પેદાશ કરતાં વધારે કપડાં, પૈસા વગેરે માગ્યાં કરે છે તેના લીધે ઘરમાં સુખ શાંતિ જરાપણ લાગતી નથી. હું તેમને ખુશીથી છુટાછેડા કરી આપું નહિ તો એના કરતાં વધારે દુઃખનો ભોગ થઇશ.

કુરાનમાં સ્ત્રીઓને પુરી મુકવાની ને તેમને મારવાની આજ્ઞા આપી છે. તેમને સુધારવી ને તેમને છોકરાં પ્રમાણે તાડન કરવું જોઇએ. એક ઇરાની સ્ત્રીએ એક યુરોપીયન સ્ત્રી પાસે એવા ઉદ્ગાર કાઢ્યા છે કે, તમે પરણ્યાં નથી. તેથી સુખીછો. કારણ તમને તાડન કરનાર કોઈ નથી. જો તેમને પૂછીએ કે મારવું એ ઘણું જંગલીપણાનું કામ છે તો તેઓ

તમને એવો ઉલટો પ્રશ્ન કરશે કે ત્યારે તેમને કાબુમાં કેવી રીતે રાખવી ? એવી જાતના સાંકડા અને ટુંકા વિચાર આપણા લોકમાં હજી પણ છે. ઇરાનીમાં એવી કહેવત છે કે "સ્ત્રીના વાળ લાંબા છે પણ બુદ્ધિ ટુંકી છે." ઇરાની સ્ત્રીઓના જંગલી સ્વભાવ અને નૈતિક શિક્ષણના અભાવના લીધે તેઓ પોતાનો હઠ પુરો કર્યા વગર રહેતી નથી. તેઓને જનાનામાંથી બહાર જવાની સખત મનાઇ છે. પણ તેઓ એક વખતે હઠે ચઢવા કે કોઇનું નહિ માનતા બેધડક જનાનખાનું છોડી બહાર જાય છે. અને ગમે ત્યારે પાછા આવે છે. જો તેમની મરજી વિરૂદ્ધ વર આવે તો તેનાપર ક્રોધે ચઢી ગાળોની પુષ્પવૃષ્ટિ કરે છે. એટલુંજ નહિ પણ પગના જોડાથી પૂજા પણ કરે છે.

ઇરાની સ્ત્રીઓ શેતરંજી તથા ગલિચા ગુથવામાં અને નાકાનું ભરત ભરવામાં ઘણી પ્રવીણ હોય છે. ગૃહસ્થ ઘરની સ્ત્રીઓ પોતાની આખી જીંદગી ખાવા પીવામાં તથા ઓઢવા પેહેરવામાં પુરી કરે છે.

ઇરાન દેશમાં અનેક મહત્વનાં કામો સ્ત્રીઓના હાથેજ થાય છે. કોઈ માણસને એવું લાગે કે ફલાણા માણસનું મન વાળીએ તો આપણને મોટો અધિકાર પ્રાપ્ત થાય તો તે પોતાની ઇચ્છા પોતાની સ્ત્રીપાસે કે બીજી સ્ત્રીપાસે પ્રદર્શિત કરે છે. ત્યાર પછી તે સ્ત્રી જેનું મન ફેરવવાનું હોય તેની સ્ત્રીની મુલાકાત લે છે, કે જે સ્ત્રીપર તેનું વધારે પ્રેમ હશે, તેને મળી વિનંતિ કરે છે અને નજરાણું આપે છે. આવી રીતે વરને કે બીજા માણસનો ઇચ્છિત હેતુ પૂરો કરે છે.

હાલમાં ઇરાની સ્ત્રીઓમાં ધીરે ધીરે વિદ્યાનો ફેલાવો થવા લાગ્યો છે. જે વિદ્યાસંપન્ન અધિકારી છે અને મોબેદ (એટલે ધર્મગુરૂ) છે તેમની સ્ત્રીઓને વાંચતાં આવડે છે. કેટલીક સ્ત્રીઓ વાદ્ય વગાડવામાં પ્રવીણ હોય છે. પણ એવી હાલત ઘણી થોડી સ્ત્રીઓની છે.

જોકે ઇરાની સ્ત્રીઓના સુખને પ્રતિબંધક અનેક વિઘ્નો છે તો પણ તેમનામાંના ખરેખરા સંસારીઓ ઘણા આનન્દમાં છે. વર કન્યાનું જોડું

યોગ્ય લાગે એવુજ ઘણુ કરી બને છે અને જ્યારે તેમને છોકરાં થાય છે ત્યારે તે છોકરાની પ્રીતને લીધે આ જોડું પ્રેમ બંધનથી બદ્ધ થાય છે અને સસાર સુખનો આનન્દ ભોગવે છે.

ઇરાની સ્ત્રીઓ ઘણી ધર્મિષ્ટ અને શ્રદ્ધાળુ હોય છે. તેઓ પોતાની હાલત વિષે નસીબપર ભરોસો રાખી સમય ગાળે છે. તેઓ ભક્તિ સાથે ઉપવાસ તથા પ્રાર્થના કરે છે, ને તેમને જાત્રા કરવાનો સુસમય પ્રાપ્ત થાય તો તેઓ ઘણા હર્ષથી સ્વીકારે છે. તેમને જાત્રા કરવાને બે માસ લાગે છે અને માર્ગમાં અનેક સંકટો ભોગવવાં પડે છે તે તેઓ ભક્તિ સાથે સહન કરે છે.

આપણા દેશમાંની પારસી કોમ મૂળ ઇરાનથી આવેલી છે. મુબાઈ વગેરે સ્થળે ઘણા ઇરાની પુરૂષો અને સ્ત્રીઓ અસ્સલ હાલતમા મળી આવે છે, ઇરાનના ઇરાનીઓ અને ઉત્તર ધ્રુવના આર્યોએ બન્નેનુ રહેઠાણ એક હતું, જે અવસ્તા અને વેદ એ બન્નેના મળતાપણા ઉપરથી જણાઇ આવ્યુ છે. પારસી સ્ત્રીઓમાં હિન્દુસ્થાનના વસવાટ દરમિઆનમા ઘણો ફરક પડી ગયેલો જણાશે તોપણ તેમના શારીરિક ઘાટ, જૂના રિવાજ, ધર્મક્રિયા વગેરેમાં મળતાપણું જેવામાં આવે છે. તો પણ અસ્સલ ઇરાની સ્ત્રી અને ઘણા વર્ષોથી હિન્દમાં વસતી પારસી સ્ત્રીના સ્વરૂપમાં ઘણુંજ અન્તર પડી ગએલું જેવામાં આવે

## પારસી સ્ત્રીઓ.

**૧. રૂપ, ગુણ અને સ્વભાવ.**

પારસી લોકની વસ્તી મુંબાઈ ઈલાકાની પશ્ચિમ કિનારે વધારે છે. તેઓ રંગે ગોરા, ઉંચા, રૂપાળા અને બળવાન છે, મરદો કરતાં સ્ત્રીઓ વધારે રૂપાળી છે. આ લોકો સ્વભાવે મળતાવડા, પ્રેમાળ, ચપળ, બુદ્ધિવાળા, શોખી, વેપારધંધામાં કુશળ, પરોણાનો આદર સત્કાર કરવામાં ઉદાર, ભેદભાવ રાખ્યા વગર દાનધર્મ કરનારા, ગમતિ તથા ઘણા ખરા ઘણાજ સજ્જન અને પરગજુ હોય છે.

**૨. શિક્ષણ અને ઉદ્યોગ.**

પારસી લોકો પોતાનાં બાળકોને પુરતું શિક્ષણ આપે છે. તેમજ પુત્રીને પણ પુત્રની સાથે યોગ્ય શિક્ષણ આપે છે, ઉચું શિક્ષણ લેઇ વેપાર ધંધો તથા નોકરી પણ કરે છે, તેમજ સ્ત્રીઓ નિશાળોમાં, વૈદક ખાતામાં કે ઘેર બેસી શિવવા ભરવાનું કામ કરી પૈસો મેળવે છે. અને તે પૈસા વડે મોજશોખ ઉડાવે છે. તેમના ઉદ્યોગ જેમકે દોરાનું ગુંથણકામ, રેશમનું ભરતકામ જે ઉત્તમ જાતનું હોય છે. રેશમનું કામ કરવામાં બીજી સ્ત્રીઓ હજી સુધી તેમની બરાબરી કરી શકતી નથી. એ સિવાય કપડાં શીવવાનું પણ કામ સારી રીતે કરી જાણે છે.

**૩. શૃંગાર.**

પારસી બ્હેનો વાર તહેવારે કે લગ્નમાં કંકુનો ચાંદલો કરે છે. ઘણી ખરી સ્ત્રીઓ વાળને ઓળીને જુદી જુદી રીતે અંબોડા વાળે છે. વાળને પાછળથી સફેદ કપડું બાંધે છે. હાથમાં કાચની તથા સોનાની બંગડીઓ પેહેરે છે. કાનમાં બુટી કે એરીંગ પેહેરે છે. ગળામાં સાંકળી, ચેન કે સોનાનું નેકલેસ પેહેરે છે. પગમાં પેહેરવા માટે ઘરમાં સપાટ તથા બહાર

માટે બૂટ પેહેરે છે. અંગમા લાંબી બાંયનું પોલકું અને તેની અંદર ટુંકી ચોળી અને લેંઘી પેહેરે છે. ઉપરથી દસ હાથની રેશમી કે વાયલની સાડી ગુજરાતી બ્હેનોની પઠે પેહેરે છે. પારસી બ્હેનો પેહેરવા ઓઢાવામાં, નાટક સીનેમા જેવાં રમત ગમતનાં સાધનોના ઘણાજ શોખીલા છે પરિણામમાં અન્ય બ્હેનો કરતાં વ્યવહારમાં વધારે જ્ઞાની અને ચતુર જણાય છે. તેઓ સ્વયં બહાર હરી ફરી શકે છે. આપણા જેવાં તેઓમાં વિશેષ બંધનો નથી. સ્ત્રીપુરૂષો ગમે ત્યાં સાથે ફરી શકે છે. તેથી ખોટી મર્યાદા ઓછી પળાય છે. એક બીજાની મશ્કરી કરવાની કળામાં તેઓ જરા વધારે રંગીલા જણાય છે.

૪. લગ્ન.

પારસી લોકોમાં આપણી પેઠે જનોઇ દેવાનો રીવાજ છે. ફેર એટલોજ છે, કે આપણામાં ફકત પુત્રનેજ જનોઇ દેવામાં આવે છે પણ તેઓમાં કન્યાઓ પણ આ રીવાજમા ભાગીદાર થવાને ભાગ્યશાળી થાય છે. બાળકો ૭ કે આઠ વર્ષનાં થાય છે ત્યારે જનોઈ દેવામાં આવે છે. તેને નવજોત કહે છે. ગરીબ હોય છે તેઓ ઘરમાંજ ગોરને બોલાવીને જનોઇની ક્રીયા કરાવે છે; અને જેવો ધનવાન્ હોય છે તેઓ ધામધુમ સાથે અગ્યારીમાં નવજોતનો સંસ્કાર આપે છે. પ્રથમ બાળકને સ્નાન કરાવે છે. પછી મંત્રેલું (પવિત્ર કરેલું ગૌમૂત્ર) હોય છે તે તેને પીવા આપે છે. એટલે બાળક પવિત્ર થયો એમ મનાય છે. ત્યાર બાદ કેટલોક ધાર્મિક વિધિ કરવામાં, આવે છે. જનોઇ કમ્મરે બાંધે છે. જનોઇને તેઓ કસ્તી કહે છે.

બાળકો ઉમર લાયક થાય છે ત્યારે ત્હેમની ઇચ્છા મુજબ લગ્ન કરી આપે છે. તેમનામાં આપણી પેઠે જન્મોત્રી જોવાની રીત છે. પણ તેવાં બંધનથી ગમે તેની સાથે પુત્ર પુત્રીનાં લગ્ન કરતા નથી. વરકન્યાની મરજી મુજબજ બધું કરવામાં આવે છે. પૈસાદારની કન્યા હોય તો પૈસા, દાગીના તથા ઘરસંસારનું રાચ રચીલું લઈ આવે છે. તેમનાં

લગ્ન અગ્યારીમાં કે ઘરમાં થાય છે. લગ્નમાં મિત્ર મંડળ તથા સગાં સંબંધિઓને બોલાવે છે. બંન્ને પક્ષ તરફથી પણ સગાં સંબંધિઓ આવે છે. વરકન્યા મંત્રેલા જળથી સ્નાન કરે છે. લગ્નમાં પેહેરવાનાં કપડાં પેહેરી કન્યા સ્ત્રીઓ વચ્ચે અને વર પુરૂષો વચ્ચે આવીને બેસે છે. પણ તેમાં પરજાતવાળા હોય તો તેમને આ સમયે સ્પર્શ કરવા દેતા નથી. પછી ગોર બંન્નેની ખુરશીઓ સામસામી રાખી તે પર બન્નેને બેસાડે છે. બન્નેની વચમાં અંતર પટ રાખે છે. પછી કેટલાક ધાર્મિક શ્લોક બોલી થોડી ધર્મક્રિયા કરી આવેલાં સગાં સંબંધીઓને અત્તર ગુલાબ આપી વિદાય કરવામાં આવે છે. શક્તિ હોય તો ખાણું પણ આપવામાં આવે છે. પછી સૌ પોતપોતાને ઘેર જાય છે.

### ૫. સુવાવડ તથા નામ વિગેરે.

સીમંતની બાબતમાં સાતમે કે નવમે મહીને ખોળો ભરવાનો રીવાજ છે. પણ હાલના નવા વિદ્વાન ભાઇઓ તથા બ્હેનો આ રીવાજને પસંદ કરતા નથી. તેથી કોઈક કરે છે અને કોઇક એવી પંચાતમાં પડવાને તસ્દી લેતાંજ નથી. પણ તોય આટલું તો કરે છે કે સાતમે મહીને માને ઘેરથી પુત્રીને તથા જમાઇને કપડાં તથા મેવામિઠાઇ મોકલે છે અને સુવાવડ માટે પુત્રીને ઘેર લઈ આવે છે. બાળકનું નામ પાડવાનો વિશેષ વિધિ નથી. પણ જોશીને પુછી રાશીપરથી જે અક્ષર આવતો હોય તે ઉપરથી યોગ્ય લાગે તેવું નામ પાડવામાં આવે છે. બન્ને તરફનાં સગાં બાળકને તથા સ્ત્રીને કપડાંલત્તાં કરે છે.

### ૬. વ્રત ઉપાસ વિગેરે.

પારસી બ્હેનોમાં આપણા જેવાં વ્રત કે ઉપવાસ કરવાની રીત નથી.

### ૭. વૈધવ્ય.

પારસી બ્હેનો ઇચ્છા હોય તો ફરી પરણે છે. તેઓ વિધવા અવસ્થામાં અનેક ઉદ્યોગ કરી પોતાનું જીવન આનંદથી ગુજારે છે.

મારે બૂટ પેહેરે છે. અંગમાં લાંબી બાંયનું પોલકું અને તેની અંદર ટુંકી ચોળી અને લેંઘી પેહેરે છે. ઉપરથી દસ હાથની રેશમી કે વાયલની સાડી ગુજરાતી બ્હેનોની પઠે પેહેરે છે. પારસી બ્હેનો પેહેરવા ઓઢવામાં, નાટક સીનેમા જેવાં રમત ગમતનાં સાધનોના ઘણાજ શોખીલા છે પરિણામમાં અન્ય બ્હેનો કરતાં વ્યવહારમાં વધારે જ્ઞાની અને ચતુર જણાય છે. તેઓ સ્વયં બહાર હરી ફરી શકે છે. આપણા જેવાં તેઓમાં વિશેષ બંધનો નથી. સ્ત્રીપુરૂષો ગમે ત્યાં સાથે ફરી શકે છે. તેથી ખોટી મર્યાદા ઓછી પળાય છે. એક બીજાની મશ્કરી કરવાની કળામાં તેઓ જરા વધારે રંગીલા જણાય છે.

૪. લગ્ન.

પારસી લોકોમાં આપણી પેઠે જનોઇ દેવાનો રીવાજ છે. ફેર એટલોજ છે, કે આપણામાં ફક્ત પુત્રનેજ જનોઇ દેવામાં આવે છે પણ તેઓમાં કન્યાઓ પણ આ રીવાજમાં ભાગીદાર થવાને ભાગ્યશાળી થાય છે. બાળકો ૭ કે આઠ વર્ષનાં થાય છે ત્યારે જનોઈ દેવામાં આવે છે. તેને નવજોત કહે છે. ગરીબ હોય છે તેઓ ઘરમાંજ ગોરને બોલાવીને જનોઇની ક્રીયા કરાવે છે; અને જેવો ધનવાન્ હોય છે તેઓ ધામધુમ સાથે અગ્યારીમાં નવજોતનો સંસ્કાર આપે છે. પ્રથમ બાળકને સ્નાન કરાવે છે. પછી મંત્રેલું ( પવિત્ર કરેલું ગૌમૂત્ર ) હોય છે તે તેને પીવા આપે છે. એટલે બાળક પવિત્ર થયો એમ મનાય છે. ત્યાર બાદ કેટલીક ધાર્મિક વિધિ કરવામાં, આવે છે. જનોઇ કમ્મરે બાંધે છે. જનોઇને તેઓ કસ્તી કહે છે.

બાળકો ઉમર લાયક થાય છે ત્યારે ત્હેમની ઇચ્છા મુજબ લગ્ન કરી આપે છે. તેમનામાં આપણી પેઠે જન્મોની જોવાની રીત છે. પણ તેવાં બંધનથી ગમે તેની સાથે પુત્ર પુત્રીનાં લગ્ન કરતા નથી. વરકન્યાની મરજી મુજબજ બધું કરવામાં આવે છે. પૈસાદારની કન્યા હોય તો પૈસા, દાગીના તથા ઘરસંસારનું રાચ રચીલું લઇ આવે છે. ...

# તુર્કસ્તાનની સ્ત્રીઓ.

તુર્ક લોક દેખાવમાં અંગ્રેજ લોકના જેવા છે. તેમનો ચેહેરો ઘણો ગંભીર હોય છે. તેમના રીતરિવાજ, મોટાઇ ભરેલા હોય છે. તુર્કલોકનો ધર્મ મુસલમાની છે. તુર્કસ્તાનના ઘણા ખરા લોકો એકજ સ્ત્રીસાથે લગ્ન કરી સસાર સુખનો ઉપભોગ લે છે. જે લોકો ધનવાન છે તેઓ કોઇ કોઇ વખતે સિરકેસિઅન કે જારજિઅન સ્ત્રીઓ રાખે છે. એ સ્ત્રીઓની સૌંદર્યતાની ઘણી પ્રખ્યાતિ છે. તુર્ક લોક પોતાની સ્ત્રીઓને પડદામાં રાખે છે. તેઓ પોતાની સ્ત્રીઓ માટે ઘણુ વહેમી હોય છે. તેથી તેમને પડદામાંજ ઘણા બંદોબસ્ત સાથે રાખે છે. પણ પરપુરૂષને નજરે જરા પણ પડવા દેતા નથી. તે સ્ત્રીઓ જ્યારે બહાર જાય છે ત્યારે તેઓ પોતાના મોંઢાપર બુરખો લે છે. તેઓ હંમેશાં ઘરમાં પોતાની બ્હેન પણીઓને મિજબાની આપે છે. શ્રીમંતની સ્ત્રીઓ પોતાની આખી જીંદગી આળસમાં પુરી કરે છે. તેમને એવું લાગે છે કે પોતાના વરનુ અંતઃકરણ શી રીતે વશ કરી શકી શું ? અને પોતાના વરનું મન બીજી સ્ત્રીપર ન જાય તે માટે શા ઉપાયો કરવા ? એ બે વાતો માટે વિચાર કરવો એજ આપણા જન્મનું કર્તવ્ય કર્મ છે એવું માને છે. ધનવાનોને આધારે ઘણી સ્ત્રીઓ હોય છે. દરેક સ્ત્રીને ઓરડી સ્વતંત્ર હોય છે ખરી પણ બધાઓનું દીવાનખાનુ એકજ હોય છે. ત્યાં તે સર્વે એકઠાં ભેગાં થાય છે, અને તેઓ ત્યાં બધાં સાથે જમે છે, સાથે હુક્કો પિએ



નિગિઆર હાનૂમ.

આ વિદુષીબાઇ તુર્કસ્તાનમાં કન્યા વિદ્યાલયની પ્રિન્સિપૉલ છે.

જુવાન હોય છે તે ગુલાબ પણ પહેરે છે. સધવા સ્ત્રીઓ ખાસ કરીને કાચની બંગડીઓ પહેરે છે. કાનમાં ઘણી વાળીઓ પહેરે છે, સિવાય શક્તિ મુજબ હાથમાં ચાંદી કે સોનાના કડાં કે બંગડી પહેરે છે. પગમાં સાંકળાં કલ્લાં વિગેરે પહેરે છે. ગળામાં માળા, સાંકળી, હાંસળી વિગેરે પહેરે છે. તેઓ બ્હેનો અંગમાં કુડતું તથા ઇજાર પહેરે છે. ઉપરથી ઓઢણી પણ ઓઢે છે. પગમાં જોડા પહેરે છે. વાળ ઓળી ચોટલો પીઠ ઉપર લટકતો મૂકે છે. તેમનામાં માથું ઓળવાનું નિયમિતપણું નથી. મુસલમાન સ્ત્રીઓ ઘણી ખબરદાર હોય છે. તેઓ ઘરનો વ્યવહાર ડહાપણથી ચલાવે છે. રસોડાં સિવાય બીજા ભાગમાં સાધારણ સારી વ્યવસ્થા હોય છે. એજ મુજબ ખ્રિસ્તી તથા પારસી બ્હેનોના રસોડાં જોઇએ તેટલાં સ્વચ્છ તથા શોભીતાં હોતાં નથી. તેમની રીત પ્રમાણે મહેમાન તરીકે આવનાર માણસોનો આદરસત્કાર સારો કરે છે.

૪. લગ્ન.

મુસલમાન લોકો કન્યાનું લગ્ન બારથી તે પંદર વર્ષમાં કરે છે. લગ્ન પહેલાં ચાર છ માસ સગાઈ કરે છે, એને 'માગણી' કરી કહે છે. તેમનામાં કોઇ ગરીબ હોય તો કન્યાનો પૈસો લે છે. પણ ઘણા ખરા તો કંઈ પણ નહીં આપતાં કન્યા આપે છે. તેમનામાં લગ્ન પહેલાં પાંચ, છ, કે ત્રણ દિવસ સુધી કન્યાને હળદર કે પીઠી ચોળે છે. સ્ત્રીઓને ગીત ગાવા બોલાવે છે. પછી ગજા પ્રમાણે લહાણી કરે છે. લગ્ન પ્રસંગે કન્યાને લાલ રંગનાં કપડાં પહેરાવે છે. તેમનામાં લગ્ન વખતે કન્યાનું મુખ ઢાંકેલું રાખે છે. શક્તિ પ્રમાણે કન્યાને ચાર કે છ જોડી કપડાં કરવાં પડે છે. આપણી પેઠેજ ઘરમાં સ્ત્રીઓ તથા પુરૂષોની સમક્ષ વર કન્યાને બાજટ પર બેસાડે છે. પછી કાજી(પરણવાની ક્રિયા કરાવનાર ગોર) વરકન્યાને ત્રણ વાર સર્વ દેખતાં પુછે છે કે તમે બંને એક બીજા સાથે લગ્ન કરવા ખુશી છો? જો કન્યા નાની હોય તો આ પ્રશ્ન તેના માબાપને પુછવામાં આવે છે. આટલું થયા પછી વરમાળા પહેરાવે છે. જોરથી વાજાં વગડાવે છે

એટલે લગ્ન થયું એવું માનવામાં આવે છે. લગ્ન વખતે વર વહુ ઉપર એક કપડું ઓઢાડે છે. લગ્ન થયા પછી બન્નેની વચમાં દર્પણ કે શાસ્ત્ર મૂકે છે. અને ઓઢાડેલું કપડું કાઢી નાંખવામાં આવે છે. બીજે દિવસે કપડાં દાગીના એક બીજાને આપી ઘણી ધામધૂમથી વરઘોડો કાઢી કન્યાને વરને ઘેર લઇ જાય છે. કન્યાને મ્યાનામાં કે ગાડીમાં બેસાડે છે અને વરરાજા અશ્વ ઉપર વિરાજે છે. વરઘોડાની સાથેજ માબાપ શક્તિ મુજબ સંસાર ઉપયોગી કેટલીક વસ્તુઓ આપે છે. કન્યા જ્યારે ગૃહમાં પ્રવેશ કરે છે ત્યારે તેનો પતિ તેને ઘરમાં જતાં નાના બાળકની માફક ઉંચકીને લઈ જાય છે. તે વખતે વરની મોટી બ્હેન હઠ લે છે કે જો તને પહેલવહેલી કન્યા થશે તો તે કન્યા મારા પુત્રને આપવી પડશે. જ્યારે ભાઇ ભોજાઇ તે કબુલ રાખે છે ત્યારે જ તે તેમને જવા દે છે. જો નાની બ્હેન હોય તો તેને દાગીનો અથવા તો સારાં કપડાં આપવાં પડે છે. ઘરમાં આવ્યાં પછી વરના અંગપર જે લાલ કપડું હોય છે તે નીચે પાથરી વર તેના પર નીમાજ પઢે છે. બાદ ઘી સાકર મેળવી તેમાં આંગળાં બોળી વરકન્યા એક બીજાને છ વખત ચટાડે છે. એ ઉપરાંત સગાં સંબંધીઓને દેવું લેવું ખાવું પીવુ વગેરેની કેટલાક દિવસ સુધી ધામધૂમ ચાલુ રહે છે.

## ૫. સીમંત સુવાવડ, નામ વિગેરે.

સીમંતવાળી સ્ત્રીઓને સાતમે મહિને તેનાં પિયર વાળા લઇ જાય છે. તેને પીળી બંગડી તથા પીળાં કપડાં પહેરાવે છે નેસગાવહાલાંઓ જમવાને નોતરે છે. ગીતો ગાવામાં આવે છે તથા લ્હાણીઓ વહેંચવામાં આવે છે. પહેલી સુવાવડ માતાને ઘેરજ થાય છે. જ્યારે બાળક જન્મે છે ત્યારે તેના કાનમાં ત્રણ વખત મંત્ર ભણીને ફુકે છે, આને "આજાત" એવું કહે છે. કન્યાને પાંચમે અને પુત્રને છઠે દિવસે કપડાં પહેરાવે છે. ચાળીસ ચાસા પછી કન્યાને ન્હવડાવે છે, જે વખતે પાણી લઇ તે ઉપર ત્રણ વખત મંત્ર ભણી તે પાણી તેમનાંપર નાંખે છે. પછી તે સુવાવડી પવિત્ર

અર્ઈ એવું મનાય છે. નાહ્યા પછી આંખો બંધ કરી ઘરમાં આવી, પતિનું મોં જોઇ આંખો ઉઘાડે છે. નીમાજ પઢે છે, નાનાં બાળકોને બોલાવી સાથે બેસી દૂધભાત જમાડવામાં આવે છે. સાંજે સગાંસંબંધીઓને બોલાવી બાળકની કોઇ ત્રણ વાર બાળકનાં કાનમાં બોલે છે. પછી પાંચ સધવા સ્ત્રીઓ બાળકને પારણામાં મૂકી ગીત ગાય છે. તેને તેની માને કપડાં તથા રમકડાં વિગેરે આપે છે, તેમજ આવેલી સ્ત્રીઓને મિઠાઈ વિગેરે આપે છે. તેમનામાં પહેલી સ્ત્રી ન ગમે તો બીજી સ્ત્રી કરવાનો ઘણોજ રીવાજ છે. વિધવા સ્ત્રી નાની હોય અને જો તેને બાળક થયું ન હોય તો તે બીજી વખત લગ્ન કરીને સંસાર સુખ ભોગવે છે.

૬. મર્યાદા.

ઘરનું મોટું માણસ આવે તો તેની મર્યાદા રાખવા માટે ઉઠીને ઉભી થાય છે. તેની સાથે વિવેકથી વાતચીત કરે છે. તેમનામાં આપણી પેઠે ત્રણ દિવસ દૂર બેસતા નથી. પણ તેટલી મુદતમાં તે બ્હેનો શાસ્ત્ર ભણવું કે મસ્જીદમાં જવાનું મોકુફ રાખે છે ને કોઇ પવિત્ર ચીજને સ્પર્શ પણ કરતી નથી. તેમજ કોઇનું મરણ થયેલું હોય તો એવી સ્થિતિવાળી સ્ત્રીઓ મરનાર પાસે જતી નથી. ઘરનું કામકાજ કરીને યોગ્ય વિશ્રાંતિ લઇ શકે છે. મુસલમાન લોકોમાં કોઇ ઘરમાં ને કોઇ મસ્જીદમાં પાંચ વખત નીમાજ પઢે છે, તેનાં નામો નીચે પ્રમાણે છે.

(૧) સવારની નિમાજને —ફરજ કહે છે,
(૨) બપોરની નિમાજને —જુહર કહે છે,
(૩) સાંજની નિમાજને —અસર કહે છે,
(૪) સુતીવખતનીનિમાજને —ઈસા કહે છે,
(૫) રાત્રે સાત વાગ્યા પછી પણ એક કરે છે તેને મગરેબ કહેવામાં આવે છે. એટલું ખરૂં કે તેઓમાંનાં ઘણાં ખરાં કુરાનનો સ્વાધ્યાય નિયમિત રીતે કરે છે.

## ૭. વ્રત તથા ઉપવાસ.

તેમનામાં વ્રત ઘણાં થોડાંજ હોય છે. ઉપવાસ પણ હોય છે. જ્યારે સાબાન મહિનો આવે છે, ત્યારે તેઓ દિવસે જમતાં નથી. પણ નાનાં બાળકો જમે છે. બાળક જ્યારે આઠ વર્ષનો થાય ત્યારે તેને ઉપવાસ કરવા દેવામાં આવે છે. સરૂવાતમાં બાળક જ્યારે ઉપવાસ કરે છે ત્યારે તેને દાગીના કે કપડાં વિગેરે કરાવે છે.

## ૮. વૈધવ્ય.

- મુસલમાન બ્હેનો ઘણું કરી ને જો નાની ઉપરમાંજ વિધવા થાય અને જો બાળક વગેરે ન હોય તો ખાસ કરી ફરી પરણે છે. ઉમરલાયક તથા બાળબચ્ચાંવાળી સ્ત્રી ઘણું કરી કુટુંબસેવા કરી જીવન પુરૂં કરે છે.

## ૯. મૃત્યુ.

તેમનામાં જ્યારે મૃત્યુ નિપજે છે ત્યારે પ્રેતને ઘણુંજ સ્વચ્છ કરે છે. તેને અત્તર ફુલ વિગેરે પહેરાવે છે. ઢાંકીને સારી રીતે લઈ જાય છે. તેમનામાં શબને દાટે છે. દાટ્યા પછી ત્યાં ગરીબ ગરબાંને મિઠાઇ વહેંચે છે. ત્રણ દિવસ ઘરમાં તેઓ રસોઈ કરતાં નથી, કોઈ સગાંસંબંધી કરી આપે છે. ત્રણ દિવસથી તે ૪૦ દિવસ સુધી મરનારને નામે શાસ્ત્ર વાંચવામાં આવે છે, તથા ગજા પ્રમાણે દાનધર્મ કરે છે.

## ૧૦. વિવિધ.

મુસલમાન સ્ત્રીઓ બોલવા ચાલવામાં તથા વહેવારી કામમાં કુશળ હોય છે. તેઓ બ્હેનો ખાવા પીવાની બાબતમાં આપણા કરતાં વધારે શોખીન હોય છે. તેઓ રોજની રસોઈ તથા વાર તેહવારની રસોઈ કરી જાણે છે તથા બજારની પણ ખાઇ

## આફ્રિકાની સ્ત્રીઓ.

આફ્રિકન લોકોમાં અનેક જાતો છે, અને તેમાંની સાધારણ રીતે એક બીજાથી થોડે અંશે જુદી જુદી છે. પણ સાધારણ રીતે જોતાં તેઓ બધાઓનો શરીરનો રંગ કાળો હોય છે. તેમના વાળ ઉનજેવા હોય છે. દાઢીના વાળ ટુંકા હોય છે. તેમનું માથું લાંબું અને પહોળું હોય છે. જડબાં આગળ આવેલાં હોય છે. ગાલપરનાં હાડકાં પણ આગળ આવેલાં હોય છે. નાક ચપટું અને ઓઠ જાડા હોય છે. તેઓ ઘણું કરી શરીરે મજબુત હોય છે. તે એકી વખતે અત્યંત દયાળુ તથા અત્યંત ક્રૂર હોય છે. આફ્રિકાના કેટલાક ભાગમાંની અવિવાહિત સ્ત્રીઓ પોતાની છાતી ઉઘાડી રાખે છે. અને વિવાહિત સ્ત્રીઓ ઢાંકી રાખે છે. તેમને શરીરપર ઘરેણાં પહેરવાનો ઘણો શોખ હોય છે. તેઓ પોતાનું નાક તથા કાન વીંધે છે. પોતાના નાક કાનમાં પક્ષીના રંગીબેરંગી પીછાં પહેરે છે. અને ગળામાં દોરડી તથા મણકા પહેરે છે. પુરૂષો પોતાના ગળામાં ગરૂડ પક્ષીનો પંજો, કુત્રાના, સુંસરીના, શિયાળના કે બીજા પક્ષિના દાંત બાંધે છે. તેઓ ઉપરના ઓઠને કાણું પાડી તેમાં તાંબાનો ખિલો કે વાળી પહેરે છે. સ્ત્રીઓ પણ પોતાના ઉપલા ઓઠને કાણું પાડી વાળી વગેરે પહેરે છે. પોતાના કાનને ઘણાં કાણાં પાડી તેમાં અનેક વાળીઓ પહેરે છે. કેટલાક દેશની સિદણો પોતાના ગળામાં, હાથમાં અને પગમાં ૧૦ કે ૧૫ શેર વજનના તારયંત્રના તાર પહેરે છે. તે દેશમાં એવી હજારો સ્ત્રીઓ મળશે કે તેમના શરીરના ભાગપર ઘણાં કાણાં પાડેલાં હોય છે. તેમનામાં છુંદણા છુંદવાની રીત ઘણી છે. સ્ત્રીઓનો ઉપલો ભાગ બધો છુંદણાં છુંદેલો હોય છે, તેમનામાં સ્ત્રીઓને વેચાતી લઈ લગ્ન કરવાની રીત છે. પણ દરેક પુરૂષે ત્રણ સ્ત્રીઓ કરતાં વધારે સ્ત્રીઓ સાથે લગ્ન કરતા નથી. એક જુવાન સ્ત્રીની કિંમત લોઢાની દસ થાળી બરાબર છે. તે દરેક થાળીનું વજન દસ શેર હોય છે.



આફ્રિકન.

આફ્રિકાના લોકો માણસનું માસ ખાનારા છે. એ લોકની લગ્નની રીત ઘણી વિચિત્ર છે. તેઓ પોતાને માટે પત્ની લાવી શકતા નથી. પહેલાં તેઓને ત્યાંના રાજાને અરજી કરવી પડે છે. એટલે રાજા યોગ્ય વર કન્યાનું જોડું જોઇ આપે છે. પુરૂષને ગમે તેટલી સ્ત્રીઓ કરવાનો અધિકાર છે. જો સ્ત્રી વ્યભિચારી નીકળે તો તેઓ તેને જાનથી મારી નાખે છે. તેઓનો લગ્નવિધિ એવો છે કે કન્યાને વાજતાં ગાજતાં વરને ઘેર પહોંચાડે છે. એટલે લગ્ન વિધિ પરિપૂર્ણ થયેલો મનાય. છે. સ્ત્રીઓ ખેતરમાં મેહનત કરે છે. ઘરની રસોઈ કરે છે. એ સિવાય તે વરના વાળ રંગાવી તે સારા ઓળે છે. છોકરી સોળ વરસની થઈ કે તે લગ્નને લાયક થઈ એવું માને છે. અને ત્યાર પછી તેનું લગ્ન કરે છે. આફ્રિકામાં ગુલામનો મોટો વેપાર ચાલે છે. એક ગુલામની કિમ્મત ૪૦ રૂપીઆ છે. વળી સારી રૂપાળી ગુલામ સ્ત્રી વેચાતી લેવી હોય તો ૭૦ રૂપીઆ પડે છે.

માણસ મરણ પામ્યા પછી તેને દાટી મુકે છે. તે વખતે તેની કબરમાં અન્ન, ઘેરણાં, વાસણ, શસ્ત્ર વગેરે વસ્તુઓ નાખે છે. એવું કરવાનો તેમનો હેતુ એવો છે કે એ જણસો પરલોકમાં તેને મળે. જ્યારે તેમનામાં ધનવાન માણસ મરણ પામે છે ત્યારે તેની કબરમાં એક ગુલામને જીવતો મારી તેની સાથે દાટે છે. કારણ તે તેના ધણીને પરલોકમાં કામ આવે. માટે જ્યારે તેમનો રાજા મરણ પામે છે ત્યારે હજારો ગુલામ તેમજ તેની બધીએ રાણીઓને બધાંને જીવતાં મારે છે. રાજા મરી ગયો છે, એવી વાત સાંભળતાંજ ગુલામો ડરી જઇ નાસી જાય છે, અને દૂર જઈ કોઇબી જંગલમાં સંતાઇ બેસે છે. પણ તેમને જલદી ખોળીને લઇ આવે છે અને રાજાના મડદાં આગળ બળી દે છે. રાજા મૃત્યુ પામ્યા પછી દરેક અઠવાડીએ ગુલામની કતલ કરવાનું મોટું કારખાનું સરૂ થાય છે. રાજા મૃત્યુ પામે એટલે ઓછામાં ઓછા ૪૦૦ માણસોનો સંહાર થાય છે. વળી રાજા મૃત્યુ પામ્યા બાદ "એક જંગી રૂઢી" પ્રચારમાં આ

પૂર્વે આપણા દેશમાં રાજા મૃત્યુ પામે એટલે તેની રાણી સતિ થતી હતી. તેમની સતિ થવા વિષે એવી ગાંડી માન્યતા છે કે આપણે આવતા જન્મમાં તેની રાણીઓ થઇશું. એવીજ માન્યતા સિદ્ધી લોકોમાં છે. તે પ્રાંતમાં એવી "જંગી રૂઢી કે રાજા મૃત્યુ પામે એટલે હજારો માણસોનો વધ કરે છે. તેમાં તેની રાણી, ઉપસ્ત્રીઓ, નાટકશાળા, દાસ-દાસી, નોકર ચાકર વગેરે હોય છે.",

આફ્રિકામાં એવો કાયદો છે કે એક રાજા ૩૩૩૩ સ્ત્રીઓ કરતાં વધારે સ્ત્રીઓ સાથે વિવાહ કરી શકે નહિં, છતાં તેણે એટલી સ્ત્રીઓનું પોષણ કરવુંજ જોઇએ એવો આગ્રહ હોતો નથી. એમાંથી ઘણી સ્ત્રીઓ ખેતરમાંની ગુલામગીરી કરી આણેલી હોય છે. આફ્રિકા ખંડના ઘણા પુરૂષો સ્ત્રીઓનાં રૂપને મોહિત થઈ તેમની સાથે લગ્ન કરતા નથી. તે લોકો શરીરે બળવાન સ્ત્રીઓને જોઈ તેમની સાથે લગ્ન કરે છે. સૌંદર્યકરતાં બળવાન સ્ત્રીને વધારે માન આપે છે.

ડાહોમી નામનો એક પ્રાંત છે તેમાં વળી એક વાત વિશેષ લક્ષમાં રાખવા જેવી એ છે કે, ત્યાં લઢવૈયા સ્ત્રી શિપાઇઓની ફોજ રહે છે. તે દેશમાં ત્રણ વરસ પછી એવો એક દિવસ આવે છે કે પુરૂષે પોતાની બ્હેન સાથે રાજા આગળ હાજર થવું જોઇએ. ઉંચ પ્રતિના લોકોમાં સ્ત્રીઓની લશ્કરમાં મોટી મોટી હોદ્દાની જગાપર નીમણુક કરે છે. અને નીચલા વર્ગની જુવાન સ્ત્રીઓની સીપાઇના ઠેકાણે નીમણુક કરે છે. ગુલામ છોકરીઓને લશ્કરમાં મોટા મોટા હોદ્દાપર રહેનારા અધિકારીને ઘેર ઘરનાં કામકાજ માટે મોકલે છે. જે સ્ત્રીઓ લઢાઇના કામમાં ઉપયોગી નથી તેઓને તેમના ઘેર મોકલે છે. સ્ત્રીઓની પણ પલટણો છે. દરેક પલટણપરનો સેનાપતિ, સુબેદાર વગેરે બધા કામદાર સ્ત્રીઓજ હોય છે. એમાંથી કેટલીક સ્ત્રીઓ હાથીનો શિકાર કરનારી હોય છે. હાથીનો શિકાર કરવો એ કાંઇ સહેલું કામ નથી. એ ઘણું જોખમનું તથા જીવપરનું છે. કેટલીક સ્ત્રીઓને વસ્તરાની સ્ત્રીઓ એવું કહે છે. કારણ તેમની પાસે

એક મોટો પ્રચંડ વસ્તરો હોય છે. એ વસ્તરો જે રાજાના વિરૂદ્ધ લઢાઈ ચાલતી હોય તેનું શરીર કાપવા માટે લઈ જાય છે. આ સ્ત્રીઓ રસ્તામાંથી ચાલતી હોય છે તે વખતે જે માણસના હાથમાં "રાજદંડ" છે તે વગર બીજા સર્વ લોકોએ એકદમ નીકળી જવું જોઇએ. જ્યારે આ સ્ત્રીઓ કુચ કરે છે ત્યારે તેમની સામે એક ઢોલ હોય છે. એ ઢોલ માણસના માથની બાર ખોપરીઓ લગાડી શોભીતો કરેલો હોય છે. લઢાઇનો અભ્યાસ થવા માટે તેમને હંમેશાં ગામડાંપર છાપો મારવાને મોકલે છે. તે ગામડાંના ચારે તરફ કાંટાનો ઢગલો કરી રાખે છે. આ ઢગલો કરવાનો હેતુ એવો હોય છે કે તેમને કાંટાવાળા ઢગલાપરથી જલદી જતાં કાંઈ પણ ઇજા થયા વગર જવાની ટેવ પડે એટલા માટે ઢગલાઓ જાણી જોઇને કરેલા હોય છે. તેમને શિખવી તૈયાર કરવા માટે તીવ્ર કાંટાની ડાળીઓનો પ્રચંડ ઢગલો કરી રાખી તે પછી સ્ત્રીઓને આજ્ઞા કરવામાં આવે છે કે તમે આ કાંટાવાળા ઢગલા પરથી જાવો. તે કાંટાવાળા ઢગલાપરથી ગાંડા જેવી દોડતી જાય છે. અને તેઓ પોતાના ઉઘાડા પગને કાંટા વાગશે તેની જરાપણ દરકાર કરતી નથી.

મલાગાસ તરફના સિદ્દી લોકમાં અશુભ દિવસો વિષે ઘણીજ મૂર્ખાઇની માન્યતા છે. જો અશુભ દિવસે છોકરૂં જન્મે તો તે માબાપને ઘાતક છે, એવી તેમની માન્યતા છે. તેથી તેઓ અશુભ દિવસે જન્મેલું છોકરૂં નદીમાં ડુબાડી જીવતું મારી નાખે છે, અથવા ગામની સીમમાંના રસ્તાના વચમાં તે છોકરૂં લાવી મૂકે છે, તે રસ્તાપરથી બળદના ટોળે ટોળાં નદીપર પાણી પીવા જાય છે. જો બધા બળદ તે છોકરાને ઇજા કર્યા વગર ગયા તો તે છોકરાને તેઓ ઘણી ખુશીથી ઘેર લઇ જાય છે. જો તે છોકરૂ બળદના પગ નીચે કચરી મરી જાય તો તે છોકરાને કપડાંમાં વીંટી એક મોટા માટલામાં મુકી તે માટલું જમીનમાં દાટી મૂકે છે.



ઇજીપશીયન.

જાજા રંગનાં ટપકાં છુંદે છે. ઘણી સ્ત્રીઓ શરીરના ભાગપર છુંદણાં છુંદાવે છે. પોતાનું શરીર ઘણું સુંદર ને મોહક દેખાય તેટલા માટે તેઓ જે યુકતી ધડે છે તેનાથી તેમને સૌંદર્ય પ્રાપ્ત થતું નથી પણ ઉલટું વધારે કુરૂપ દેખાય છે. વળી તેઓ પોતાના જંગલીપણાનું પ્રદર્શન લોકો આગળ મૂકે છે. સ્ત્રીઓ ઘણા કિંમતી દાગીના તથા કપડાં પહેરે છે. પણ તેમની પાસે જે છોકરાં હોય છે તે ઘણાં ગંદાં હોય છે, અને તેમનાં કપડાં એટલાં મેલાં હોય છે કે તે કપડાંને કેટલાક મહિના સુધી પાણીનો છાંટો પણ અડતો નથી. તેઓ જાણી જોઇને પોતાના છોકરાં ગંદાં રાખે છે. તેમની એવી ભૂલ ભરેલી માન્યતા છે કે છોકરાં સ્વચ્છ તથા સુંદર રાખવાથી તેઓને નજર લાગે છે. એ કારણથી છોકરાંઓને જાણી જોઇને ગંદાં રાખે છે.

ઇજીપ્ત દેશના ઘણા ખરા લોકો મહંમદી ધર્મ પાળે છે. તેના લીધે તેમના લગ્ન વિષેના નિયમો તથા ચાલચલણ બધું મુસલમાન લોકો પ્રમાણે છે. તેઓ પોતાની સ્ત્રીઓને પડદામાં રાખે છે. પણ મજુર સ્ત્રી મોઢાંપર બુરખો લેતી નથી ગૃહસ્થઘરની સ્ત્રીઓ રસ્તામાંથી જતી હોય છે, ત્યારે મોંઢાપર બુરખો લે છે, અને જો તેમને રસ્તામાં કોઇએ ઓચિંતા બુરખા વગરની જોઈ તો તેઓ એવા ઉદ્ગાર કાઢે છે કે "હાય મારૂં દુર્દૈવ." જે સ્ત્રીઓને પડદામાં રાખે છે તેથી તેમને કોઈ પણ પ્રકારની ચિંતા થતી નથી. તેમને એવું લાગે છે કે આપણે જો પડદામાં રહીએ નહિ તો આપણો વર આપની દરગુજર કરશે. ઇજીપ્ત દેશની સ્ત્રીઓને છોકરાં થાય એવી ઘણી ઇચ્છા હોય છે; કારણ તેમનામાં વંધ્યાપણાને હલકું માનેલું છે. અને બીજું કારણ એવું છે કે જે સ્ત્રીને છોકરાં થાય છે તેને વર તરફથી છુટાછેડા થવાની બીક ઓછી લાગે છે. છોકરાના લગ્ન ૧૦ કે ૧૨ મે વરસે થાય છે. લગ્ન નક્કી કરવાનું કામ સ્ત્રીઓ કરે છે. તે દેશમાં કેટલીક સ્ત્રીઓ તો લગ્ન-સંબંધ જોડવાનો ધંધો કરે છે. જો કન્યા ઉમરમાં આવી ન હોય તો તેનાં

### ૩. શૃંગાર.

યૂરોપીયન સ્ત્રીઓ કપડાં વાપરવામાં ઘણીજ ઉદાર છે. તેઓનાં કપડાં ઘણાં કીમતી, ફેન્સી અને સ્વચ્છ હોય છે. અંગમાં બોડીજ, ફ્રોક, મોજાં, બૂટ પહેરે છે. માથાના વાળ સુંદર ઓળી નાના પ્રકારના ફેન્સી અંબોડા બાંધે છે. ઘણી ખરી સ્ત્રીઓ હાથમાં સોનાની ઝીણી બંગડી, કાનમાં એરિંગ, ગળામાં નેકલેસ કે ચેન તેમજ આંગળીમાં વીંટી પહેરે છે, તેમના દાગીના થોડા સુંદર, તથા નાજુક હોય છે. યૂરોપીયન સ્ત્રીઓ પરણ્યા પછી ડાબા હાથમાં વીંટી પહેરે છે.

છોકરા છોકરી ઉમર લાયક થાય છે ત્યારે તેઓ એક બીજાને પસંદ કરી પછીથી માબાપની સંમતિ લેવામાં આવે છે. માબાપ સંમતિ આપે તો ઠીક; જો ન આપે તો પોતે સ્વતંત્રતાથી લગ્ન કરે છે. પણ તે લગ્નમાં તેમનાં માબાપ આગળ પડીને ભાગ લેતાં નથી પણ જો તે લગ્ન માબાપના વિચારપ્રમાણે કરવામાં આવે તો સગાં સંબંધી તથા મિત્રમંડળને આમંત્રણ કરવામાં આવે છે. લગ્ન વખતે બન્નેનાં માબાપો તથા લાગણી વાળા મિત્રો ખાસ વર કન્યા પાસે બેસે છે. તેમનાં લગ્ન દેવળમાં થાય છે. તેમનો ગોર એટલે પાદ્રી વર-કન્યાને પૂછે છે કે "તમે એક બીજા સાથે લગ્ન કરવા રાજી છો ? જવાબ હા મળે તો દેવળના રજીસ્ટરમાં વર-કન્યાની ત્યા તેમના મિત્રની સહિ લેવામાં આવે છે. ત્યાર પછી વર પોતાના હાથની વીંટી કન્યાના હાથમાં પહેરાવે છે એટલે લગ્ન થયું એમ મનાય છે. ત્યાર બાદ વરકન્યા સઘળાંના દેખતાં બોલે છે કે "આજથી અમે પવિત્ર લગ્ન સંબંધથી જોડાયા છીએ માટે એક બીજાનાં સુખ દુઃખનાં ભાગીદાર થઈ એક બીજાને સુખ આપીશું." પછી ગોર આશીર્વચનો બોલી લગ્નનો મંગલ વિધિ પૂરો કરે છે. ત્યાર પછી નજીકના સગાંસંબંધીઓને ઘેર લઇ જઇને પાર્ટી આપે છે. પાર્ટીમાં આવેલાં સગાંસંબંધીઓ વર-કન્યાને પોતાની શકિત મુજબ સંસાર ચલાવવાને મદદ કરે એવી વસ્તુઓ

બક્ષીસ તરીકે આપે છે. આ વર-કન્યાનું જોડું થોડા દિવસ મોજ મઝા માટે મહિનો માસ પરગામ જાય છે. જતી વખતે ઘરના લોકો તેમને જુના જોડાથી મારે છે. એવી રીતે મારવાનો હેતુ એવો છે કે તમારૂં જોડું જોડાની પેઠે આયુષ્યમાન થાઓ. ગામ જઈ આવ્યા પછી આ જોડું જુદું ઘર માંડી સંસાર કરે છે, હિન્દુ કન્યાની પેઠે યૂરોપીયન કન્યાને સાસરાં તરફથી દુઃખ ભોગવવાનો વારો આવતો નથી. સ્વતંત્રતાથી મોજ-મજાથી ને ડહાપણથી સંસાર કરે છે. જોઇએ તેવું જ્ઞાન મેળવે છે અને બાળબચ્ચાંને કેળવે છે. યૂરોપમાં પુરૂષો એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કરતા નથી જો ભૂલ ચુકથી કોઈ કરે તો તેને કેદમાં નાખે છે. છુટાછેડા કરી આપ્યા પછી ઈચ્છા હોય તો સ્ત્રી કે પુરૂષ બીજા ગમે તેની સાથે લગ્ન કરી શકે છે. પણ તે લગ્ન તેમનામાં વિશેષ યોગ્ય ગણાતું નથી. પણ બંનેમાંથી એકાદ મરી જાય તો પછી સ્ત્રી કે પુરૂષ પુનર્લગ્ન કરે છે. તે કોઈ પણ રીતે અયોગ્ય ગણાતું નથી.

૫ સુવાવડ અને નામકરણ.

યૂરોપીયન સ્ત્રીઓ પરણ્યા પછી પોતાનો ભાર ચાલતા સુધી માને માથે મુકતી નથી. એટલુંજ નહિ પણ પોતાની પહેલી સુવાવડ પણ પોતાને ખરચે ઘેર કે હૉસ્પીટલમાં કરે છે.

છોકરૂં ૪૦ દિવસનું થાય છે, ત્યારે તેની મા, તેને તથા સગાં-સંબંધીઓને સાથે લઈ દેવળમાં જાય છે, ત્યાં સુવાવડીને ગોર તરફથી નીચે મુજબ ઉપદેશ સાંભળવો પડે છે. આ બાળક પ્રભુકૃપાથી તમને મળ્યું છે તેને યોગ્ય શિક્ષણ આપી પ્રભુનો ભક્ત કરજો. નીતિના માર્ગે ચલાવજો વિગેરે. પછી સાંભળનાર બાઈ પ્રભુના ઉપકાર માને છે કે ઈશ્વરકૃપાથી સંકટમાંથી પાર પડી તેથી આભારી છું, એમ કહે છે. પછી જે નામ રાખવું હોય તે નામ લઈ બાળકના માથા ઉપર ગોર પાણી નાખે

છે એટલે નામકરણનો વિધિ પુરો થયો એમ મનાય છે. સગાંસંબંધીઓ તરફથી બાળકને તથા તેની માને સુંદર વસ્તુ કે દાગીનાની ભેટ આવે છે.

૬. મર્યાદા.

વેહવારમાં સર્વેની સાથે વિવેક તથા ડહાપણથી બોલવા ચાલવાની બાબતમાં યૂરોપિયન સ્ત્રીઓ ખાણવાલાયક હોય છે.

૭. વ્રત-ઉપવાસ.

તેમના અપવાસ હિન્દુ બ્હેનોની પેઠે ઘણા નથી,તેમજ કઠણ પણ નથી. દર વર્ષે એપ્રીલમાં કેટલાક વ્રત તથા ઉપવાસ ઘરમાંથી કોઈ એકાદ-બેકું માણસ કરે છે; તે પણ ખાધા વગર નહિ. થોડો ઘણો હલકો ખોરાક તથા ફ્રૂટ લઇ અપવાસ કરે છે. બીજી વાત એ છે કે હિન્દુ કે જૈનોની પેઠે અપવાસ કરનાર માણસના મોઢાં ઉપર ઉદાસીનતા કે દીલગીરી દેખાતી નથી. પણ આનન્દ તથા ઉત્સાહથી રહે છે. તેથી તેઓ અપવાસ કરે છે કે નહિ તે બીજાને જણાતું પણ નથી, અને ન જણાવવું એજ સારૂં છે.

૮. વૈધવ્ય.

વિધવા બ્હેનો ઇચ્છા હોય તો ફરી પરણે છે. કોઈ ઉદ્યોગ ધંધો કરી જીવન ચલાવે છે, અને કોઈ ઘરમાંજ રહી અનેક ઉદ્યોગ કરે છે.

૯. મૃત્યુ.

યૂરોપીયન લોકમાં કોઇ માણસ માંદું પડે અને તેનો અંતકાળ તદન પાસે આવે તો તે વખતે સગાંસંબંધીઓને બોલાવે છે. અને માંદા માણસ સાથે બધા બેસી દ્રાક્ષનો દારૂ તથા પાંઉનો ટુકડો ખાય છે. આ રીતને તેઓ પ્રભુભોજન કહે છે. મરણકાળ જેમ નજીક આવતો જાય છે તેમ તેમ ઘરનાં તથા બહારનાં, સર્વે માણસો ઘણાજ શાંત રહે છે અને પરમેશ્વરની પ્રાર્થના કરે છે. પ્રાર્થના સાંભળી મરનારને

સંકટમાંથી દુર કરવા દયાળુ પ્રભુ એમને મદદ કરે છે એવી તેમની પવિત્ર માન્યતા છે. પછી મરનાર માણસ પોતાનું ધ્યાન ઘરસંસાર કે ધંધામાં નહિ રાખતાં ઇશ્વર તરફ લગાડે છે અને કરેલા પાપની માફી માગે છે, ને દેહ છોડે છે. મૃત્યુ થયા બાદ પણ શાંતતા કાયમ રહે છે. કદાચ જો કોઈ કંકળાટ કરે તો તેનો પવિત્ર આત્મા ઇશ્વર પાસે જતાં ત્રાસ પામશે એવું માને છે.તેમનામાં શબને પેટીમાં મૂકી લઈજવાનો રીવાજ છે.પેટી બનાવનારને બોલાવે છે ને તે પોતે ત્યાં આવી મરનારનું માપ લઇ પેટી બનાવી લાવે છે. પ્રેતને પેટીમાં મૂકી બંધ કરે છે. તેની અંદર તથા ઉપર ફુલમાળા પહેરાવે છે. પેટીનો તથા સાથે જનાર માણસોના કપડાંનો રંગ કાળો હોય છે. મૃતશરીરને પ્રેત લઇ જનાર ગાડીમાં મુકવામાં આવે છે, ને સગાંસંબંધીઓ સાથે કબરસ્તાનમાં લઈ જાય છે. ત્યાં પેટીના માપ પ્રમાણે ઉંડો ખાડો ખોદી તેમાં પેટી મુકે છે. પછી તેમનો ધર્મગુરૂ બોલે છે કે હે પ્રભુ માટીનો બનેલો દેહ છેવટે માટીમાં આવ્યો. હવે તેના આત્માને શાંતિ આપો. એવું બોલી પ્રેતપર પોતે માટી નાખે છે, તે પછી બીજા બધા નાખે છે અને ખાડો પુરાવી નાખે છે. આ રીત હિંદુઓએ પણ ગ્રહણ કરવા જેવી છે. કેમકે યૂરોપિયનો આપણા હિન્દુઓની પેઠે મરનારના શરીરને કઢંગી રીતે લઈ જતા નથી. એ બાબતમા તો યૂરોપિયનો બેશક સ્તુતીને પાત્ર છે.

૧૦. વિવિધ.

યૂરોપીયન સ્ત્રીઓ શુકન અપશુકન, નજર લાગની વગેરે જેવા વહેમો કોઇ કોઈ ઠેકાણે માનતી જોવામાં આવે છે. પણ હિંદુ બ્હેનોની પેઠે એ રીવાજ અતિશય નથી. પણ જે હિન્દુઓ યૂરોપમાં જઈ અનુભવ લઈ આવ્યા છે તેઓ કહે છે કે કોઇ કોઈ ઠેકાણે તે રીત દેખાય છે. તેમજ શંકાની બાબતમાં પણ કેટલીક જાતની માન્યતા છે, જેમ કે ૧૩ નંબરની રૂમ રહેવા મળે તો અપશુકન માની લે છે.

તેઓ બ્હેનો જ્યારથી આપણા દેશમાં આવી ત્યારથી આપણા સ્ત્રી સમાજપર ઘણી અસર થઇ છે. શિક્ષણનો લાભ પણ ત્યારથીજ લેવા

લાગી છે. ફરવા હરવામાં, સભા સોસાઇટીમાં જવું આવવું તથા આગળ પડી દેશ સેવાનાં કામકાજ પણ કરવા લાગી છે. ખરૂં જોતાં યુરોપિયન સ્ત્રીઓના ચારિત્રમાંથી, આપણા રીતરિવાજને સારા લાગે તેવા સદ્‌ગુણો ગ્રહણ કરવાની ખાસ જરૂર છે.

# શુદ્ધીપત્ર.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૫ | સઘડી | સગડી |
| ૧૭ | ૧૦ | રસાડાં | રસોડાં |
| ૨૪ | ૧૧ | રસોઇ | રસોઇ |
| ૨૪ | ૨૩ | હય | હાથ |
| ૨૭ | ૧૧ | પડે | પાડે |
| ૨૮ | ૧૬ | સૌક | સૌ |
| ૬૩ | ૬ | વાળી | વાળ |
| ૧૧૨ | ૪ | ખાણુવા | વખાણુવા. |